ॐ

श्री गणेशाय नमः

# બટુક બોધ

"કદિ તલવારની ધારે, ભલે ગરદન કપાવા દે,
"તથાપિ ધીર ધારીને, ધર્મને ના લૂંટાવા દે."

(મણિકાન્ત)


સંગ્રહ કર્તા: બટુકરામ નાથુરામ
(મંત્રી, શ્રી સત્‌સાધક સમાજ)



પ્રકાશક:
"શ્રી સત્‌સાધક સમાજ"
જોહનીસબર્ગ

સને ૧૯૨૬ પ્રત ૫૦૦

કિંમત શીલીંગ

ॐ

श्री गणेशाय नमः

# બટુક બોધ



"કદિ તલવારની ધારે, ભલે ગરદન કપાવા દે,
"તથાપિ ધીર ધારીને, ધર્મને ના લૂંટાવા દે"

(મણિકાન્ત)

સંગ્રહ કર્તાઃ બટુકરામ નાથુરામ
(મંત્રી, શ્રી સતસાધક સમાજ)

પ્રકાશકઃ
"શ્રી સતસાધક સમાજ"
જોહનીસબર્ગ

સને ૧૯૨૬ પ્રત ૫૦૦

કિંમત શીલીંગ

# અનુક્રમણિકા

## ખંડ ૧ લો

## ખંડ ૨ જો

# પ્રસ્તાવના

આજ કાલ હિંદુ પ્રજા વિદેશમા વસવા લાગી છે. પોતપોતાના પ્રારબ્ધ પ્રમાણે યત્કિંચિત ફળ પ્રાપ્ત કરી વિદેશ સ્વદેશ જાય છે. છતા આ આફ્રિકા દેશમા આવેલા હિંદુ-ભાઇઓ ઘણા વર્ષો થયા આવજા કરે છે તેમા આપણા હિંદુભાઇઓમા ઘણાક ભાઇઓ તો તદ્દન બાળવયમાં જ અત્રે આવી વસેલ છે, એટલે પોતાના ધર્મની કોઇપણ બાબતથી અજાણ જ છે. ખેદ સાથે જણાવવુ પડે છે કે માબાપોએ પૂરતી વિદ્યા પણ આપેલ નથી તો ધર્મશિક્ષણની તો વાત જ શી કરવી? જે ધર્મ સૂર્યના પ્રકાશ જેવો તેજસ્વી છે, જે ધર્મે આજે આખી દુનિયાને દિવાની બનાવી છે, જે હિંદુ-ધર્મમા 'સ્વામી વિવેકાનદ' જેવાએ પાતાળમા કે જે અમેરિકા છે તેમા પણ આપણા હિંદુધર્મની સિંહ ગર્જના એવી તો ગજાવી છે કે તેનો અવાજ હજી અમેરિકન લોકો-માંથી ખસ્યો નથી. તે અવાજનો ભણકાર તો ચાલુ જ હતો—વળી બીજા સ્વામી 'રામતીર્થે' તે ભણકારમા હિંદુધર્મના અવાજમા વધારો કરી આખી દુનિયાને જાગ્રત કરી કે — 'વેદ' એ અલૌકિક વિદ્યા છે. પ્રભુની પરમ કૃપા હોય તેને જ એ વિદ્યા પ્રાપ્ત થાય છે. તે વિદ્યા પ્રાપ્ત કરવા માટે હિંદમા જ જન્મ લેવો પડશે." આવી બાબતના

અસંખ્ય લેખો વાચવા હોય તો સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થના પુસ્તકો પૂર્ણ પ્રેમથી વાચી મનન કરવાં જ જોઇએ.

દુનિયાને દિવાની બનાવનાર હિંદુધર્મ! તને ધન્ય છે. તેના ગજાવનાર શૂરા પુત્રોને ધન્ય છે. અને ધન્ય છે કે તેઓના ઉપદેશો ગ્રહણ કરી આજે હિંદુધર્મમા જ રચીપચી રહેલ છે. ધન્ય છે આ કળિયુગના હિંદુધર્મને સતેજ કરવા માટે પોતાની જીંદગી અર્પણ કરી એવા મહાત્મા મોહનદાસને! કે જે હું તદ્દન બાળવયમા રામાયણની કથા મારા ગામમા આવતા મહાત્માના મુખથી સાભળતો તે જ વચનો આજે આ સર્વત્યાગી મહાત્માના મુખમાંથી નીકળતા અમૃતપાનના ઝરા જેવા 'નવજીવન'મા પાન કરતો જાઉ છુ. વારી જાઉં મહાત્માઓને કે જે પારકા પ્રાણીઓ માટે જ પોતાની દેહ અર્પે છે. અસ્તુ.

જોડનીસબર્ગમા આપણા હિંદુધર્મ માટે કોઇ મંદિર યા સંસ્થા છે જ નહિ. મારી મુસાફરી દરમ્યાન પણ કાંઇ થયું નથી. છેવટે પરમ પ્રભુની કૃપા વડે, તેની જ વાણીમાં કહું તો "મારો ભક્ત, મારી કથા બીજાને કહી સંતોષ પામે છે', તે આધારે મેં તે પ્રભુ ઉપર આધાર રાખી, કેટલાક મારા પરમ મિત્રોની પૂર્ણ સલાહ અને વિચારોની મદદ લઇ આ "**શ્રી સતસાધક સમાજ**" સ્થાપવા માટે તા. ૬ જુલાઇ ૧૯૨૪ની જાહેર ખબર વહેંચી. દિનાનાથની દયા વડે આજે મારા કામમા સફળતા મળી. સમાજનું કાર્ય વ્યવસ્થાપકો પૂર્ણ પ્રેમથી ખંત તેમજ ઉત્સાહી થઇ ચલાવી રહેલ છે.

જેથી મારૂં મન તો શ્રી કૃષ્ણની નાનકડી ગીતા ઉપર વારી જાય છે. કારણ કે તેમા શ્રીકૃષ્ણનું વચન છે કેઃ

'શુભ કર્મ કરવાવાળાની અધોગતિ નથી પણ ઉન્નતિ જ છે.'

વળી, સમાજના ઉત્સવ તેમજ શ્રીકૃષ્ણજયંતિ તથા મહાત્માની જયંતિ તથા દીવાળી વિગેરે ઉત્સવોમા પ્રભુભજન તેમજ દેશગીતો તથા આરતી વેળા હરિજનોને ઘણી વખત મુઝાવું પડે છે. કારણકે જીવ્હાગ્રે નથી. કેટલાક સજ્જનો તરફથી મને તે ભજનની ધૂનો તેમજ આરતી, થાળ વિગેરે હસ્તાક્ષરમા લખી આપવા માટે માગણીઓ થઇ છે. તો બધાઓને સરળ થઇ પડે અને **"શ્રી સતસાધક સમાજ"** ના ધારાઓ તેમજ ઉદ્દેશ વિગેરે કોઇ હરિજનને વાંચવા હોય અને સભામા મેમ્બર થવા આકાંક્ષા હોય તો પણ પેલી આળસને લીધે સમાજમા આવી શકાતું નથી. સજ્જનોના મનમા એમ આવે કે કેવા ધારા હશે ? એવી કેટલી વિપત્તિઓના પ્રસંગે આ લઘુ પુસ્તક — કેટલાંક ભજનો તેમજ દેશગીતોનો સંગ્રહ કરી તથા મેં જે કાઇ અલ્પમતિએ બનાવેલા પણ સાથે લખી પ્રગટ કરવા માટે **"શ્રી સતસાધક સમાજ"** ને વિજ્ઞપ્તિ કરી જે સમાજે ઘણી ખુશીની સાથે સ્વીકારી મને આભારી કીધો છે તો પ્રભુ પાસે યાચું છું કે, હે પ્રભુ ! **"શ્રી સતસાધક સમાજ"** યાવચ્ચંદ્ર દિવાકરૌ રહો. કોઇપણ કાળે પણ નષ્ટ ન થાવ. એવી ખરા અંતઃકરણની આશા સાથે શ્રી કૃષ્ણની પ્રાર્થના સહીત વિરમતો **બટુક**

તા. ૫-૭-૨૫ અષાડ સુદી
પુનેમ, ૧૯૮૧.

# ઉપોદ્ઘાત્

ભાઇશ્રી બટુકરામનું આ નાનકડું સંગ્રહેલું "બટુક બોધ" ના ઉપર કંઇક ઉપોદ્ઘાત્ રૂપે લખી મારે પણ આ પુસ્તકની અંદર કંઇક જણાવવું એમ સંગ્રહકર્તા તરફથી મને સૂચના થઇ.

ઘણા ઘણા વિચાર કર્યા પછીથી મારે શુ લખવું. મારે પોતાનો કંઇ લેખકનો વ્યવસાય નથી કે જેથી અહીં વસતા સહૃદય ગૃહસ્થોને પણ કંઇક ઉપયોગી થઇ શકે તેમ છતા કોઈ દિવસ પણ મારે આવું લખવાનો પ્રસંગ આવ્યો જ નથી જેથી નમ્ર ભાવે કહો કે સેવક ભાવે જ જે કઇ લખું છું તે છે.

પ્રસ્તાવનામા જણાવ્યા પ્રમાણે પરદેશમા વસ્તા હિંદુ ભાઇઓ પોતાના ધર્મની બાબતમા બહુ કઠણ નથી. એટલે પૈસા કમાવાને વાસ્તે જેટલી મહેનત, જેટલો ઉત્સાહ, જેટલો શ્રમ કરે છે તેના પ્રમાણમા પોતાના ધર્મનું રહસ્ય જાણી તેને આચારમા મુકવાને, અમલ કરવાને, તે પ્રમાણે વર્તવાને બહુ જ થોડો થાય છે. પરદેશમા વસતા હિંદુભાઇઓનાં કમભાગ્ય છે કે તેમને હમેશાના સહવાસમા કોઇ નિસ્પૃહી મહાત્મા, પંડિતો, વિદ્વાનો નથી. જો નિસ્પૃહી મહાત્માઓના સમાગમમા હંમેશા વિચરવાનું હોય તો ઘણો લાભ ધર્મજીજ્ઞાસુ ભાઇઓને થાય.

છતાં પણ પોતાનાથી બનતે પ્રયત્ને જે કંઇ પ્રાપ્ત થાય તે મેળવવાના સાધનોમાંના જે જે વિચારો તેમાંનું જ આ એક "**બટુક બોધ**" છે.

"**બટુક બોધ**" ની અંદર પહેલાં હિંદુસ્તાની ભજનો ગોઠવ્યા છે. પછી ગુજરાતી ભજનો, આરતી, થાળ વિગેરે છે કે જ્યાં પહેલો ખંડ પૂર્ણ થાય છે.

બીજા ખંડમા સ્વદેશહિતના ગીતો છે જેમાના ઘણાક ગીતો મહાન દેશભક્તોના બનાવેલા છે.

છેલ્લે શ્રી કૃષ્ણ પરમાત્મા અને મહાત્મા ગાંધીજીનો સંવાદ છે. જે સંવાદ મહાત્માજીની જયંતી "ધી ટ્રાન્સવાલ યુનાઇટેડ પાટીદાર સોસાયટી "એ ઉજવેલી તે વખતે ભાઇશ્રી બટુકરામે બનાવી અને મુકયો હતો.

છેવટમાં વાચક બંધુઓને જોહનીસબર્ગમા હિંદુ ધર્મનું પ્રતિપાદન કરતી "શ્રી સત્ સાધક સમાજ "નું બંધારણ, કાયદા કાનુન, ધારા, અને રિપોર્ટ વાંચી તેનો ઉપયોગ કરવા ભલામણ છે.

**જોહનીસબર્ગ** । **પ્રભુભાઇ જીવણજી**
શ્રાવણ સુદી ૭ । (મંત્રી શ્રી સતસાધક સમાજ)

# "શ્રી સત્સાધક સમાજ" જોહનીસબર્ગ

## બંધારણ અને ધારાઓ

### સ્થાપના તા ૬ ઠ્ઠી જુલાઇ ૧૯૨૪

" ધાર્મિક મંડળીનું નામ "

૧. શ્રી સતસાધક સમાજ રાખવામા આવે છે.

૨. સમાજનું મુખ્ય સ્થળ અને કચેરી જોહનીસબર્ગમા રહેશે.

**ધ્યેય**

૩. સમાજનું ધ્યેય વૈદિક ઉપદેશાનુસાર તત્વજ્ઞાન, આધ્યાત્મિક જ્ઞાન ( મન, બુદ્ધિ અને શરીર) અને આત્મજ્ઞાનનું અધ્યયન કરવું અને પ્રચાર કરવો.

**સભાસદો**

૪. આ સમાજમા સોળ વર્ષ અને ઉપરની ઉમરના ટ્રાસવાલમા વસતા કોઇ પણ હિંદુ ગૃહસ્થ, સમાજે નક્કી ઠરાવેલુ લવાજમ ભરીને સમાજના સભાસદ થઇ શકશે.

અ. સમાજના સભાસદોનું એક પત્રક રાખવામા આવશે. જેમા સમાજે નક્કી કરેલા વખત અને ધોરણ પ્રમાણે કોઇ પણ સભાસદ પોતાનુ લવાજમ આપવામાં પાછા

પડશે તો તેને સમાજ સભાસદ તરીકે કમી કરશે.

ब. સમાજના કોઇ પણ સભાસદ સમાજની લાગલાગટ ચાલુ ત્રણ સભાઓમા ગેરહાજર રહેશે તો તેને સમાજના સભાસદ તરીકે કમી કરવામાં આવશે સિવાય ગેર-હાજર રહેવાનું લેખિત કારણ સમાજને મળ્યું હશે.

क. સમાજની કોઇ પણ સભામાં ચાલતી ચર્ચામા ફક્ત સમાજના સભાસદોને જ પુરતો ભાગ લેવાનો હક્ક રહેશે. સભાસદ સિવાયની કોઇ પણ વ્યક્તિને ચર્ચામા ભાગ લેવાનો કે સવાલ પૂછવાનો હક્ક રહેશે નહિ, સિવાય પ્રમુખને તેવી રજાની જરૂરીયાત જણાય તો પ્રમુખની રજાથી ચર્ચામાં ભાગ લઇ શકશે.

ड. આ સમાજના દરેક સભાસદે પવિત્ર શ્રી ગીતાજીનો ઉત્તમ ગ્રંથ પોતા પાસે રાખવો અને તેનું નિયમિત અધ્યયન કરવુ

## વ્યવસ્થા

૫ આ સમાજનો કારભાર ચલાવવા એક અમલદાર મંડળ ચુટવામા આવશે જેમા એક પ્રમુખ, ત્રણ ઉપ-પ્રમુખ, બે જોડીયા મંત્રી, એક ખજાનચી અને એક હિસાબી અમલદાર

अ કલમ પાંચમા જણાવેલા અમલદારોની ચુંટણી આ સમાજે બોલાવેલી જાહેર સભામા થશે, અને તેઓના હોદ્દાની મુદત એક વર્ષની રહેશે. (હોદ્દેદારોની ચુંટણી દર એક વર્ષે થશે.) અમલદારો પૈકી કોઇ પણ જગ્યા કોઇ પણ કારણસર ખાલી પડે તો તે

જગ્યાની પુરવણી જાહેર સભાની ચુંટણીથી થશે. અમલદારોની ચુંટણી ફક્ત સભાસદોમાંથી જ થઇ શકશે.

૬. આ સમાજની વખતોવખત ભરાતી સભાઓમા થએલી ચર્ચા અને કામકાજની સત્તાવાર નોંધ રાખવા માટે મંત્રી એક નોંધ પોથી (મીનિટ) રાખશે જેમા સભામા થએલા કામકાજનો હેવાલ દાખલ કરવામા આવશે જે આવતી બીજી સભામાં મંત્રી સભાની સંમતિ માટે રજુ કરશે અને તે પાસ થયાથી પ્રમુખ તે ઉપર સહી કરશે એટલે તે સમાજના કામકાજના છેવટના સત્તાવાર પુરાવા તરીકે ગણાશે.

## નાણાંવ્યવસ્થા

૭. સમાજની આબાદી અને ધ્યેયની સિદ્ધિ અર્થે વખતોવખત જાહેર સભાના ઠરાવથી નાણા ઉભા કરવામા આવશે અને આ રીતે યા બીજી કોઇ પણ રીતથી ઉભા થએલાં સમાજના નાણાંની રકમ જોઇનીસબર્ગની કોઇ પણ બેન્કની અંદર (**શ્રી સત્‌સાધક સમાજ**) ખાતું ખોલી રાખવામા આવશે.

અ. કલમ સાતમા જણાવ્યા પ્રમાણે સમાજના નાણાંનું બેન્કમા રાખેલું ખાતું ચલાવવા માટે ઓછામા ઓછી એક પ્રમુખ એક મત્રી, એક ખજાનચી સહી કરશે આજ નિયમ સમાજના કોઇ પણ જાતના જોખમકારક દસ્તાવેજ અને અગત્યના કાગળીયાને લાગુ પડશે.

૮ સમાજના આવકજાવકના હિસાબના ચોપડા ગુજરાતી યા અંગ્રેજી ભાષા પૈકી સમાજ નક્કી કરે તે ભાષામા હિસાબી પદ્ધતિનુસાર ખજાનચી તે ભાષામાં રાખશે.

અ. કલમ આઠમાં જણાવેલા સમાજના હિસાબના ખજાનચીએ તૈયાર કરેલા ચોપડામાં હિસાબી અમલદારે તપાસ કર્યા બાદ પ્રમુખ, ખજાનચી અને હિસાબી અમલદાર મંજુરી માટે જાહેર સભામા મુકશે. આ રીતે મળેલી મજુરીવાળા હિસાબની નોધ મંત્રી નોધ-બુકમા લેશે જે છેવટના પુરાવા તરીકે ગણાશે.

બ. સમાજના આવકજાવકના હિસાબની રજુઆત દર છ માસે સમાજની જાહેર સભામા સમાજની સંમતિ માટે રજુ કરવામાં આવશે

સમાજના કાર્ય માટે પ્રમુખ, મંત્રી અને ખજાનચી ત્રણે મળી વધારેમા વધારે એકી વખતે પાચ પૌડ ખર્ચી શકશે અને પાચ પૌડ સુધીની રકમ ખજાનચી પોતાના હાથ ઉપર રાખી શકશે.

અ. સમાજના કોઇ પણ કાર્ય માટે કોઇ પણ વખતે પાચ પૌડથી વધારે ખર્ચની જરૂરીયાત માટે તેવા ખર્ચાર્થે જાહેર સભાની સંમતિની જરૂરીયાત રહેશે.

૧૦. સમાજ પોતાના નિભાવ અને ધ્યેયની સિદ્ધિ અર્થે જાહેર સભાના ઠરાવથી કોઇ પણ જાતની મીલકત ખરીદી શકશે.

૧૧ સમાજના અમલદારો પૈકી કોઈ પણ અમલદાર સમાજના ધ્યેયથી વિરૂદ્ધ વર્તન ચલાવી કાઇ પણ કાર્ય કર્યાનુ સમાજને માલુમ પડશે તો તે અમલદારને તેની જગ્યાએથી સમાજ ખસેડી શકશે પણ આ રીતે સમાજે પગલા લેતાં પહેલાં સ્વતંત્રપણે ન્યાયી રીતથી તે અમલદાર તરફ વર્તવું.

૧૨. સમાજ પોતાના ધ્યેય પ્રમાણે કામની પ્રગતિ, નિયમિતપણું અને દરેક જાતની કાર્યસિદ્ધિ માટે વખતોવખત ધારાઓ, નિયમો અને પેટાકલમો ઘડી શકશે.

૧૩. સમાજ પોતાના ધ્યેય અનુસાર વખતોવખત વિદ્વાન પુરૂષને નક્કી કરેલા વિષય ઉપર વ્યાખ્યાન આપવાને આમંત્રણ કરી શકશે.

૧૪. કોઇ પણ અસાધારણ પ્રસંગે આ બંધારણની ચોથી કલમ પ્રમાણેના સભાસદો કે જેઓ નોંધપોથીમા દાખલ થએલા હોય તે સંખ્યા પૈકીના બેતૃત્યાંશની ( $\frac{2}{3}$ ) સહી સાથેનું વિનંતિપત્ર સભા બોલાવવાના કારણ સહિત મંત્રીને મળવાથી મંત્રી વિનંતિપત્ર મળ્યાની તારીખથી પંદર દિવસ સુધીમા જાહેર સભા બોલાવશે.

૧૫. ઉપલી ચૌદ કલમો પૈકી નંબર ૧-૨-૩ અને ૪ અને ચારની પેટા કલમો अ ब क ड આ ચાર કલમોમા કોઇ પણ જાતનો સુધારો યા વધારો અગર તો તદ્દન રદ બાતલ કરી શકશે નહિ, પણ તે સિવાયની કોઇ પણ મુખ્ય યા પેટા કલમોમાં કોઇપણ જાતના જરૂરીયાત સુધારો વધારો જાહેર સભાના ઠરાવથી થઇ શકશે.

## " નિયમો "

### ( કલમ ૧૨ પ્રમાણેના )

૧ સમાજની સભાઓ દર રવિવારે સહવારના ૧૧ થી ૧ સુધી ચાલશે.

૨. સમાજમા કોઇ પણ સભાસદથી વ્યવહારિક ખટપટ અને કોઇ પણ ધર્મની નિંદા થઇ શકશે નહિ.

૩. દરેક સભાસદે નિયમિત રાત્રે સુતી વખતે અને પ્રાતઃ કાળમા ઉઠ્યા પછીથી દરરોજ બની શકે તેટલો વખત ઓછામાં ઓછી દશ મિનિટ સુધી પ્રભુસ્મરણ કરવું.

૪. સમાજના સભાસદની ફી તરીકે હાલ દર માસની રૂ. ૧) રાખવામાં આવે છે અને તે દર માસના પહેલા રવિવારની સભામા ખજાનચીને અર્પણ કરવી.

૫. સભાસદે પરનિંદા, અહંકાર, ક્રોધ વિગેરે આત્મ-શુદ્ધિ માટે હંમેશા તજવાને પ્રયત્ન કરવો.

૬ દરેક સભા વખતે પ્રથમ ઇશ્વર સ્તુતિ કરવી.

## "શ્રી સત સાધક સમાજ"ના વાર્ષિકોત્સવ વખતે મંત્રીએ વાંચેલો રિપોર્ટ

શ્રી હરિ ૐ તત્સત

જોહનીસબર્ગ, તા. ૫-૭-૨૫

**શ્રી પ્રમુખ, સભ્યો અને પધારેલા સજ્જનો,**

જગતમા હિંદુધર્મનો યશ, સૂર્યના પ્રકાશ માફક પ્રસરી રહેલ છે; તેની ફિલસુફીએ, તેના આદર્શ સુધારાએ, હજારો વિદેશીઓને મુખે પ્રશંસાના ગાન કરાવ્યા છે, અને હિંદુ ધર્મની ઉત્તમતા પૂરવાર કરી આપી છે. હિંદ પર અનેક આક્રમણો થયા, પરધર્મીઓ આવ્યા, ગયા અને છે. છતાયે હજુ હિંદુધર્મે તેની જાહોજલાલી ટકાવી રાખી છે, એ જ બતાવી આપે છે કે, તેના સિદ્ધાંતો અચળ, અમર અને કાળના ચક્રથી છેદી ન શકાય એવા છે. પણ સમય પલટાતા વિદેશમા વસતા હિંદુઓમા ધર્મની શિથિલતા જોવામાં આવે છે; તેઓ ધર્મથી વિમુખ બનતા જતા જણાય જાય છે. આ દેશના હિંદુઓની પણ આવી સ્થિતિ જોવામા આવી અને તે સ્થિતિ દૂર કરવા માટે થએલા પ્રયાસોના ફળરૂપ આજનું આ અમારૂં **"શ્રી સત્ સાધક સમાજ"** નામનું હિંદુધર્મ મંડળ છે.

આજે એટલે તા. ૫-૭-૨૫ના રોજે **" શ્રી સત્ સાધક સમાજ "**નું પહેલું વર્ષ પૂરૂં થયે તે બીજા વર્ષમા પ્રવેશ કરે છે.

ગૃહસ્થો ! એક વર્ષ દરમિયાનમા શું શું કાર્યો કર્યાં છે તે પૈકીનો હેવાલ આપ સમક્ષ મુકવાની હમો રજા લઇએ છીએ

**સમાજની સ્થાપના:**—તારીખ ૬ઠ્ઠી જુલાઇ ૧૯૨૪ વાર રવિ. સવત ૧૯૮૦ ના અશાડ સુદ ૪ ના રોજે શ્રી૦ નારણભાઈ રામજીના અધ્યક્ષપણા નીચે સ્થાપવામા આવી હતી.

**સમાજનું ધ્યેય:**—વેદિક ઉપદેશાનુસાર તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિક જ્ઞાન, ( મન, બુદ્ધિ અને શરીર ) અને આત્મ-જ્ઞાનનું અભ્યયન કરવું અને પ્રચાર કરવો.

એ નિયમાનુસાર આખા વર્ષ દરમ્યાન દરેક રવિવારે સવારના ૧૧ થી ૧ વાગ્યા સુધી સમાજનુ મંડળ શ્રી પાટીદાર હૉલમાં ભરાતું હતું અને તેમાં " **શ્રીમદ્ ભગવદ્ ગીતા** ', નું વાચન તેમજ ધાર્મિક છુટા છુટા વિષયો ચર્ચવામા આવ્યા હતા, જે નીચે પ્રમાણે છે.

## વિષયો

| | |
|---|---|
| ૧ " મનુષ્ય અને પશુ " | ૬ " ઉપાસના " |
| ૨ " સત્ સમાગમનું ફળ " | ૭ " જ્ઞાન " |
| ૩ "મનુષ્ય અનેતેનુ કર્તવ્ય" | ૮ " પાચ કર્મેન્દ્રિય " |
| ૪ " ધર્મ એટલે શુ ? " | ૯ " પાચ જ્ઞાનેન્દ્રિય " |
| ૫ " બ્રહ્મચર્યાશ્રમ " | ૧૦ " ચાર અંતઃકરણ " |

૧૧ " ગૃહસ્થાશ્રમ " ૧૬ " ત્રિવિધ તાપ "
૧૨ " વાનપ્રસ્થાશ્રમ " ૧૭ " ત્રિગુણ "
૧૩ " સંન્યસ્થાશ્રમ " ૧૮ " નવધા ભક્તિ "
૧૪ " ગુરુમહિમા " ૧૯ " દશ અવતાર "
૧૫ " નિષ્કામ કર્મ " ૨૦ " છ શત્રુઓ" (ચાલુ છે.)

ગૃહસ્થો ! ધર્મ એ દરેક મનુષ્યનું જીવન છે, અવનતિ-માંથી ઉન્નતિમા જવાનું દ્વાર છે, તિમિરનો માર્ગ છોડી પ્રકાશને માર્ગે દોરનાર પ્રકાશ છે; એ આત્માને ઓળખવાનું સાધન છે; એ જ્ઞાન છે; એ સર્વ છે. ધર્મ વિનાના માનવીનું જીવન પશુ સમાન છે. એ સ્વધર્મનો લ્હાવો લેવા, તેની મઝા લૂંટવા – લૂંટાવવા, તેનું સુધામૃત પીવા – પીવરાવવા, તેના અખુટ જ્ઞાનના ઝરાને સંપાદન કરવા – કરાવવા આ મંડળ પ્રયાસ કરી રહ્યું છે.

દરેક મનુષ્યની ફરજ છે કે તેણે તેની અને તેના સરજનહારની વચ્ચેની બાબત પણ જાણવી જ જોઇએ. તે અનુસાર એ દિશામા આ નાનકડું કહો કે હજી ઉછરતું " સમાજ " પ્રયત્ન આદરી રહ્યું છે. આ સમાજનો ઉદ્દેશ અન્ય ધર્મો ઉપર ટીકા કરવાનો નથી અને તેવી ટીકા સભાઓમા થતી જ નથી. તે તો માત્ર હિંદુઓને પોતાના સિદ્ધાંતો સમજાવવા પ્રયાસ આદરી રહેલ છે.

ગૃહસ્થો ! આ " સમાજ "ની અંદર હિંદુધર્મની બહોળી વ્યાખ્યા કરાયલી છે અને સમાજ તે જ ઉદ્દેશને અનુસરીને ચાલે છે. સંકુચિત વિચાર યાને આ મારો વાડો છે, અને આ તમારો પંથ છે એવું અમે સમાજમા કંઇ રાખ્યુ જ નથી. ગમે તે જ્ઞાતિના ગમે તે પંથને માનવાવાળા દરેક

હિંદુ બંધુઓને આ સમાજનો લાભ લેવાને પુરતી છુટ છે. બલકે સમાજ તો અંતઃકરણપૂર્વક ઇચ્છે છે કે હે પ્રભો ! ! હમારા બંધુઓની સાથે હમને આધ્યાત્મિક તેમજ આત્મિક જ્ઞાન ચર્ચવાને મેળવી દે, કે જેથી હમો સઘળાઓ મળી તારા ગુણગાન કરીએ.

ગૃહસ્થો ! આ મંડળના સભ્યો શાસ્ત્રપારંગત વિદ્વાનો હોવાનો દાવો નથી કરતા તેઓ તો ધર્મ ભુખ્યા છે; અને તેને માટે તન મન ધનથી કોશીશ કરવા માટે ભૂખ્યા છે તેઓ સ્વધર્મને અસલ સ્થિતિએ જોવા આતુર છે, અને તે માટે તમારી મદદની આશા રાખે છે.

આ મંડળને ઘણા ગૃહસ્થો તરફથી મદદ મળી છે; ઘણાએ તનથી, તો ઘણાએ મનથી, ઘણાએ ધનથી પણ મદદ કરી છે તે દરેક સજ્જન ગૃહસ્થોનો આભાર માનવો અત્રે જરૂરી છે. ઘણા ભાઇઓ સમાજના સભ્ય નથી છતા સભામા આવે છે અને મદદ કરે છે, તેઓની કદર પણ બુઝયા વગર ચાલે એમ નથી. પણ આમ છતાંયે અમારે દિલગીરી સાથે જણાવવુ પડે છે કે જોહનીસબર્ગના ૩૦૦૦ હિંદુઓ તરફથી જેવો રસ આ મંડળમા લેવાવો જોઇએ, જેવી મદદ અપાવી જોઇએ, જેવો ઉત્સાહ રેડાવવો જોઇએ, તેવો રસ, મદદ કે ઉત્સાહ અમોને મળ્યાં નથી. આજે આ સમાજના સભ્યો ૩૯ છે છતા પણ "શ્રી ગીતાજી" કહે છે તેમ "ફળની આશા રાખ્યા વગર કર્મ કર" એ સિદ્ધાતને અમારા દિલમા કોતરી રાખી અમે અમારૂં કામ આશા અને નિરાશા વચ્ચે ચલાવ્યું છે, પણ એ પરમ પ્રભુના કરોડો

ઉપકાર છે કે તેણે અમને અમારા કામમા ચેતના રેડી છે, અને અમોને ઉત્સાહિત કર્યા છે. અંતમા અમો આશા રાખીએ છીએ કે જોહનીસબર્ગની હિંદુ પ્રજા અમોને સુંદર ટેકો આપશે અને અમારા આ ધર્મકાર્યમા રસ લઈ જે સ્વધર્મની ઉન્નતિ ને સ્વધર્મનો પ્રેમ આપશે, આ દેશમા જોવા તલપી રહ્યા છીએ.

ગૃહસ્થો અમારો રિપોર્ટ સમાપ્ત કરતા પહેલા અમારે ભુલવું ન જોઇએ કે "ધી ટ્રાસવાલ યુનાટેડ પાટીદાર સોસાયટી"એ પોતાનો પાટીદાર હોલ ઘણી ખુશીની સાથે હંમેશા અમારા ઉપયોગ માટે મુપ્રત કીધો છે જે બદલ સમાજ સોસાયટીનો અંતઃકરણથી આભારની નોંધ લે છે.

છેવટે ગૃહસ્થો આપને જણાવવું જોઇએ કે આ સમાજ ની પાસે પોતાની એક ધાર્મિક લાઇબ્રેરી પણ છે જેની અંદર હાલ તુરતમા ૩૯ ધાર્મિક પુસ્તકો છે જેનો ઉપયોગ કરવાને દરેક સજ્જન ગૃહસ્થોને છુટ છે.

દિનપ્રતિદિન સમાજ એ લાયબ્રેરીમા વધારો કરવાને ઇચ્છે છે જેનો આધાર સજ્જન ગૃહસ્થોના ઉપર અવલંબી રહેલ છે.

અંતમા તે મહાન્ પ્રભુની પ્રાર્થના કરીએ કે:

"અમત્યો માહેથી, પ્રભુ પરમ સત્યે તું લઇ જા.
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઇ જા
મહા મૃત્યુમાથી, અમૃત સમીપે નાથ લઇ જા
તું હીણો હું છુ તો, તુજ દરશનના દાન દઇ જા."

श्री

હરિ ૐ તત્ સત્ પરમાત્મને નમઃ

# બટુક બોધ



## (૧) સ્તુતિ

પરમ બ્રહ્મ પરમેશ્વર પુરૂષોત્તમ પરમાનંદ (૨).
નંદ નંદ યશોદા નદ શ્રી ગોવિંદ શ્રી ગોવિંદ (૨) પરમ.

દિનાનાથ દુઃખ ભંજન, ભક્ત વત્સલ જગતવંદન;
જગ જીવન જગતનાથ, સ્તવું સુખ નંદના નંદ.
શ્રી ગોવિંદ શ્રી ગોવિંદ (૨) પરમ.

મધુસુદન મદન મોહન, મોરલીધર સદા સોહન;
મેઘ શ્યામ સુરત મન, પાવનમ્ મજુ મુકુંદ.
શ્રી ગોવિંદ શ્રી ગોવિંદ (૨) પરમ.

## (૨) શ્રી રામચંદ્રજીકી સ્તુતિ

નવ કંજ લોચન કંજ મુખ કર કંજ પદા કંજારૂણમ્
શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન, હરન ભવભય દારૂણમ્
કંદર્પ અગણિત અમીત છબી, નવ નીલ નીરજ સુંદિરમ્
પટ પીત માનહુ તડીત રુચી સુચી, નૌમી જનક સુતા વરમ્
ભજ દિનબંધુ દિનેશ દાનવ, દલન દુષ્ટ નિકંદનમ્
રઘુનંદ આનંદ કંદ કૌશલચંદ, દશરથ નંદનમ્
શીર કિરીટ કુંડળ તિલક ચારૂ, ઉદાર અંગ વિભુષણમ્
આજાનુ ભુજશર ચાપધર, સંગ્રામ જીતખર દુષણમ્
ઇતિ વદિત તુલસીદાસ શંકર શૈષ મુનિ મન રંજનમ્
મમ હૃદય કંજ નિવાસ કરી, કામાદિ ખલ દલ ગંજનમ્

## (૩) મસ્તપણું

મેરે તો કામ ઇશ્વર સેં, જગત રૂઠે તો રૂઠને દે.

કુટુંબ પરિવાર સુત દારા, માલ ધન લાજ લોકનકી;
હરિ કે ભજન કરનેમેં, અગર છૂટે તો છૂટને દે.

બેઠકે સત સંગતમે, કરૂં કલ્યાણ મેં અપના;
લોક દુનિયાંકી મોજોમેં, મોજ લુંટે તો લુંટને દે.

પ્રભુ કે ધ્યાન ધરનેકિ, લગી દિલમે લગન મેરે;
પ્રીત સંસાર વિષયોસે, અગર તૂટે તો તૂટને દે.

ધરી શીર પાપકી મટકી, મેરે ગુરૂદેવને ઝટકી;
એ બ્રહ્માનંદને પટકી, અગર ફુટે તો ફુટને દે.

## (૪) જગતમાં કોઇ સગું નથી

જ્યારે પડે આફત શિરે, વ્હાનાર પણ આઘા ખસે,
જેને પડી તે ભોગવે, બીજા ઉભા સ્હામા હસે.

ચઢતી મહીં તો હાજીહા, કરનાર જગમા લાખ છે,
પડતી મહીં દે સાથ જગમાં, કોક એ વિરલા વસે.

જો બન્યા પોતેજ મુરખા, તો બીજાનો વાક શો,
તે બળે નહીં કેમ થઈ જે, અંધ અગ્નિમા ધસે

આજ ખુલ્લી આંખથી, જોયાં સગાં સહુ સ્વાર્થના
જાણ્યા છતા મારા સમા, ભોળા દિવાના થઇ ફરે.

"પુંડલીક"

## (૫) ગજલ

ઉધો વો સાવરી સુરત હમારે દિલ સમાઇ હૈ ટેક.

ન દિનકો ચેન નૈનનમેં નીંદ નહિ રાતકો આવે,
ખબર ઘર બાર તનમનકી સબ્બી હમકો ભુલાઇ હૈ.

બાધ કર પ્રેમબંધનસે છોડ હમકો ગયે મોહન,
સહી જાતી નહીં હમસેં શામકી અબ જુદાઇ હૈ

છોડ કર કામ હમ ઘરકેં બનાકર વેશ જોગનકા,
કરેંગી ખોજ બન બનમેં મિલે કૈસે કન્હાઇ હૈ

ચરણકા ધ્યાન યોગીજન સદા જીનકા કરે મનમે,
વો બ્રહ્માનંદ દર્શનકી લગન હમકો લગાઇ હૈ.

## (૬) ગજલ

## "પ્રભુ દર્શનની ભીખ"

દિલાદે ભીખ દર્શનકી પ્રભુ તેરા ભીખારી હું.

ચલા કર દુર દેશનસે તેરે દરબારમેં આયા,
ખડા હું ધાર પેં દિલમેં તેરી આશાકા ધારી હું.

ફિરા સંસાર ચક્કરમેં ભટકતા રાત દિન બિરથા,
બિના દેદાર કે તેરે હમેશા મૈં દુખારી હું

તુંહી માતા પિતા બંધુ તુંહી મેરા સહાયક હૈ,
તેરે દાસોં કે દાસન કે ચરણકા સેવકારી હું.

ભરાહુ પાપ દોષણસે ક્ષમા કર ભૂલ કો મેરી,
વો બ્રહ્માનંદ સુન બિનતી શરણમેં મેં તુમારી હું.

## (૭) ગજલ તાલ

ઇશ્વરકો જાન બંદે માલિક તેરો વહી હૈ,
કરેલે તું યાદ દિલસેં હરજામેં વો સહી હૈ.

ભૂમિ અગન પવનમેં સાગર પહાડ બનમેં,
ઉસકી સભી ભુવનમેં છાયા સમી રહી હૈ.

ઉસને તુઝે બનાયા જગ ખેલ તુને દિખાયા,
તું ક્યોં ફિરે ભુલાયા ઉમરા બિતા રહી હૈ.

વિષયોંકી છોડ આશા સબ ઝૂઠ હૈ તમાશા,
દિન ચારકા દિલાસા માયા .ફસા રહી હૈ.

દુનિયાંસે દિલ હટાલે પ્રભુ ધ્યાનમેં લગાલે,
બ્રહ્માનંદ મોક્ષ પાલે તનકા પતા નહીં હૈ.

## (૮) ઇશ્વરી ભજન
### "ક્યા હુવા ?"

જીન ઇશ્કમેં શિર ના દિઆ જગમેં જીઆ તબ ક્યા હુવા ટેક.
ચરખા પુકારે રૂઇ રૂઇ, આશક પુકારે તુંહી તુંહી,
જીને પ્રેમ રસ ચાખ્યા નહિ, રસિયા બના જબ ક્યા હુવા.
દરીયા કિનારે માલમ ખડા, માલમ જાને દરીઆ મેરા,
ડુબકી દીયે મોતી ના મિલા, માલમ બના જબ ક્યા હુવા.
જોગી જુગત જાને નહિં, કપડા રંગા તબ ક્યા હુવા,
જીન આપ ઘટ રંગા નહિં, પર ઘટ રંગા તબ ક્યા હુવા.
કાજી કીતાબા ખોલકે, મશલા સુનાવે ઔરકું,
આપે અદલ ચલતા નહિ, કાજી બના જબ ક્યા હુવા.
મક્કે મદીને શહેરમેં, શજદા કીયા તબ ક્યા હુવા,
દિલકા કુફર જાતા નહિ, કલમા પડા તબ ક્યા હુવા.
કહેવે **અલી** શુન એ વલી, પીયુ પીયુ કિયે મેરા જી ગયા,
જીન સાંઇ ગુન ગાયા નહિ, રોતા ફિરા તબ ક્યા હુવા.

## (૯) "મનને ચેતવણી"

હરીસેં કોઇ નહીં બડા, દિવાને કયું ગફલતમેં પડા.
પ્રહલ્લાદ જબ હરિસેં લપટા, તબી થંભ કડકડા. દિવાને.
ગોપીચંદને બચન સુના તબ, મહેલ મુલક સબ છોડા. દિવાને.
હનુમાનને સેવા કીની, લે દ્રોનાગીરી ઉડા. દિવાને.
પુંડરીકને સેવા કીની, વિઠ્ઠલ ઈંટ પર ખડા. દિવાને.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, હરિ ચરણે ચિત્ત જડા. દિવાને.

## (૧૦) "ધૂળ પડી"

જીન મુખસે સીયારામ ન સમર્યો, તિન મુખસે તો ધૂર પરી,
યાદ કરો દિન બીત જાત હૈ, બિન સીયારામ સનેહી બિનારે.

આઠ માસ નવ ઉદરમેં રાખ્યો, પાનીકી બુંદ રચી રચનારે,
કબહુ ન નામ લેત અલસાનો, માયામેં ભૂલ ગયો અપનારે.

જઠરાગ્નિમેં પિંડ પ્રકટ કીયે, કરો કરો કોટી યતનારે,
વાકો અહાર પ્રભુ વાહી પહોંચાવત, તહાં કછુ નહીં ગમ અપનારે.

કવડી કવડી માયા જોડી, સુંદર રૂપવતી અંગનારે,
દશ દરવાજા ઘેર લીયા યમસે નસે, માલ બતાએ અપનારે.

પૈસા પાયે ખરચ નહીં કીનો, ઉઠ ગયો હાટ કછુ ન બનારે,
ખીમ કહે તું ભૂલોરે આએ, ખાલી તેરી ખેપ થઇ ફનારે.

## (૧૧) રાગ — હોરી

જીઆ તોકું સમજ ન આઇ મુરખ તેં તો મતી ગમાઇ. જીઆ.
માતપિતા સુત કુટુંબ કબીલો ધન જોબન ઠકુરાઇ;
કોઈ નહિં તેરો તું ન કિસિકો સંગ રહ્યો લલચાઇ;
ઉમરમેં તેં ધુળ ઉડાઇ જીઆ તોકું. ૧

રાગ દ્વેષ તું કીનસે કરત હે, એક બ્રહ્મ રહ્યો છાઇ;
જૈસે શ્વાન રહે કાચ ભૂવનમેં ભુંક ભુંક મર જાઇ;
ખબર અપની નઇ પાઇ. જીઆ તોકું. ૨

લાલચ લોભ બીચ તું લટકત, ભટકત રહ્યો ભરમાઇ,
તૃષ્ણા ન જાએ જો મૃગજલ પીવત અપનો ભરમ ગમાઇ;
સ્યામકો જાન લે ભાઇ જીઆ તોકું. ૩

અગમ અગોચર અકલ અરૂપી, ઘટ ઘટ રહત સમાઇ;
સુરદાસ પ્રભુ તેહારે ભજન બિનુ, કબહુ ન રૂપ દિખાઇ;
શામકો ઓલખો સદાઇ, જીઆ તોકું સમજ ન આઇ. ૪

## (૧૨) "કોન સુધારે ?"

બિગરી કોન સુધારે નાથ બિન બિગરી કોન સુધારે રે.
રાજા જનક ઘેર કુંવારી કન્યા દશરથકે ઘર લાલા રે
ગામ ગામકા મંડપ રચાયા રામ લછન દોનું આયારે–બિગરી

આગુ આગુ રામ ચલત હે પીછે લછમન ભાઇરે
બીચમેં ચલે સીયા જાનકી રઘુપતિ નાથ મિલાઇરે.—,,

રામબી બીગરે લછમનબી બીગરે બીગરી સીતા માઇરે
અંજની સુત હનુમાન બીગરો લંકા લાય લગાઇરે —,,

કડવી વેલકી કડવી તુંબડીઆ સકલ તીરથ ફીર આઇરે
ગંગા નાહી જમુના નાહી તોય નાહી મીટી કડવાઇરે–,,

કહેત કબીરા સુનો મેરો સાધુ અહંકારકા ઘર ખાલીરે
અહંકાર કીયા સો રાજા રાવણને પલમા થઇ ધુળધાણીરે— ,,

## (૧૩) પ્રભુનું શરણ "ગઝલ"

તેરી સરણમેં આયકે ફિર આશ કિશકી કીજીએ. ટેક.

નહિ દેખ પડતા હૈ મુઝે, દુનિયામેં તેરી શાનકા
ગંગા કિનારે બેઠકે કયું, કૂપ કા જલ પીજીએ. ૧

હરગિજ નહિ લાયક હું મૈં, ગરચે તેરે દરબારકા,
મેરી ખતાકો માફ કર, દીદાર અપના દીજીએ. ૨

પતિત પાવન નામ સુનકે, મૈં શરન તેરી પડા,
સફલ કર ઇસ નામકો, અપના મુઝે કર લીજીએ. ૩

મિલતા હૈ **બ્રહ્માનંદ** જિસકે, નામ લેનેસે સહી,
ઐસે પ્રભુકો છોડ કર ફિર, કૌનસે હિત કીજીએ. ૪

## (૧૪)

## " અપજશકી ગઠડી ન બાંધો "

### પદ.

મત બાંધો ગઠરીઆં અપ...જશકી (૨)
અપ જશકી તોરે પાપ...જશકી મત.

એરે જુવાની તોરી ફલ ચલી જાવેંગી
વોહી જુવાની તેરી બીન જશકી- મત.

આવેગા જમકા દૂત પકડ લે જાવેંગા
લેવેંગા ખબરીઆ તોરી નસ નસકી મત.

કહત મંદોદરી સુનો પ્રિય રાવન
હર લાયો કયું નારી રઘુવરકી મત.

કહત કબીરા સમજ કે ગાઓ
એહે જુવાની તેરી બિનજશકી મત.

## (૧૫)

નરનારી ધિઃક નરનારી.

હરિના ભજન વિના ધિઃક નરનારી

વિધવા નાર ધરે શણુગારી
શોભા ન પાવે જીનો ભરથારી— હરિના.

ગુરૂ બીના ચેલા મુક્તિ ન પાવે
શબ્દ સુને નહિ અહંકારી— હરિના.

કહેત કબીરા સુનો મેરે સાધુ
સબ જુગ દેખ્યો મે અધેરી— હારના.

## (૧૬) ભજન

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડા પરાઇ જાણેરે;
પર દુઃખે ઉપકાર કરે તો યે, મન અભિમાન ન આણેરે. ટેક.

સકળ લોકમા સહુને વંદે, નિંદા ન કરે કેનીરે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની. ॥૧॥

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે;
જિવ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે ॥૨॥

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમારે. ॥૩॥

વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યાં રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાંરે. ॥૪॥

## (૧૭) "શ્રી સત્ સાધક સમાજ પ્રત્યે ઉદ્દગાર"

રા. વારી જાઉંરે સાંવરીયા

હમારો સત્ સાધક સમાજ પ્રભુજી પાળજોરે,
અમપર દયા કરીને નટવર નેહે, નિહાળજોરે. હમારો૦
શિશુ જાણી રોષ ન કરશો,
દયા કરી દીનના દુઃખ હરશો;
કૃપા કૃપાળુ કરશો, ભવદુઃખ ટાળજોરે. હમારો૦

નાવ તમારે બેઠા હરખે,
ગીતા શસ્ત્ર લીધું છે પરખે,
ખલ્ક સુકાની થઇ વિભુ, ખડકો ખાળજોરે. હમારો૦

આપ પિતા ને માત હમારા,
નહિં કરશો સાધક દિલ ન્યારા;
હેતે હરિવર ખ્હાય ધરી, ઉગારજોરે. હમારો૦

દેહ મંદિરીએ પ્રભુ પધારી.
ખટ શત્રુને દેજો વિદારી;
યાચે બટુક કરજોડી, જુદ્ર ભાળજોરે. હમારો૦

## (૧૮) મનને બોધ

રા. મારી સજની.

મન શાણા ! તજી મોહ માયાના પ્હાણા–
જુઠું છોડ છોડ છોડ (૨)

કાયા કાચ તણો છે કુપો વણસતાં વાર ન લાગે
સમજ મન તું શાસ્ત્રો વદેછે-અંતે આપ્તજન ત્યાગે જુઠું છોડ છોડ છોડ

મહેલ ઝરૂખા ને દોલત ધણી હોય ભરે ઘરવાળી
અંત સમે સહુ થાશે અળગા દેશે દેહ તુંજ બાળી ,, ,, ,, ,,

કંઇક ગયા કંઇ જાય જુએ તું છતા ન લાગી શિક્ષા
સમર્યા ગોવિંદ ગર્જે ત્યારે કીધી પ્રભુએ રક્ષા ,, ,, ,, ,,

વચન ભુલે તું વિશ્વંભરનું રસના એ રટ રસીઓ
કાળ કુહાડો શિરપર લટકે કોણ એનાથી બચીઓ ,, ,, ,, ,,

જન્મો જન્મનો ભૂલ્યો ભૂંડા સમજી લે મન માંહી
ભજન કરીલે ભુદરનું તું રહેજે તરે જગમાંહી ,, ,, ,, ,,

મજુરને પણ મજુરી મળે તો રાધાવર કયમ રાખે
વિશ્વંભરનુ બિરદ વિચારી રામ નામ જો ભાખે ,, ,, ,, ,,

આત્માનંદનો થાશે ભોક્તા અખંડ જ્યોત પ્રકાશે
બટુકનો બંસીધર મોહન આપોઆપ દેખાશે ,, ,, ,, ,,

## (૧૯) પ્રભુ

પ્રભુ છે એવો ને એવડો, નહિં તું એટલું કે'જે,
પ્રભુના અંશમાં આખા, જગતને જોઇ તું લેજે.
પ્રભુને જોઇ તું લેજે, પ્રભુને પારખી લેજે,
પ્રભુના પ્રેમમા નિશદિન, બટુક તુ લીન થઇ રે'જે.

## (૨૦) આત્મવત્ સર્વ ભૂતેષુ

સૃજેલા શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખા છે,
નથી કોઈ ઉંચ કે નીચા, જીવન તો સૌના સરખાં છે.
પ્રભુજીની જગત વાડી, તણા ફુલડા સહુ જીવો,
સુગંધીથી ભરેલા સૌ, [illegible]જીએ તોએ સરખા છે.
વિષમ આ વિશ્વરનો વાયુ, કરે જન ક્રોધીને ઘેલા,
ન "મનહર" દોષ માનવનો, સકલ આત્માઓ સરખાં છે.

## (૨૧) અભિમાન તજવો

ધ્રુપદ તજને હરામી (૨) દુનિયાં નથી સદાનીરે.
દુનિયાં નથી સદાની,

જર જોરને જુવાની— અંતે થવાની ફાની,
સાચી સલાહ માનીરે, કરણી કરો મજાનીરે,
કરણી કરો મજાની.

મમતા મુકોને પ્રાણી, સહુ અંતે ધૂળધાણી,
છે જુઠી આ જીંદગાનીરે, સ્વપ્ના સમી લ્યો જાણીરે,
સ્વપ્ના સમી લ્યો જાણી.

કોઇ આજે કોઇ કાલે, પરલોક પંથે ચાલે;
જમદુત આવી ઝાલેરે, દુનિયા ડુબી જવાની રે,
દુનિયા ડુબી જવાની.

"વીર કેશરી"

## (૨૨) "કળીયુગ" વિષે

કળીયુગ તો આવ્યોરે, દુનીયામાંથી ઘટી દયા.
મોટા મોટા મહાજનરે, લક્ષપતી લોભી થયારે જી.

ધરતીમાથી ધરમ ગયુંરે, પાપનુ બાંધ્યું પુર
પરજન તો પાંગળા થઇને વરસે, મેહની થઇ ચક્ચુર
ધરતીએ રસ ચોર્યોરે, વાવ્યાં કણ વણસી ગયા. કળીયુગ.

શુરાનુ શુરાપણુ ગયું, ગયું સતીનું સત
વેદી ભેદી પંડિત પુરાણી, સૌની મટી ગઇ મત
કળીયુગનુ એવુ કારણુરે, લોભમાં લાગી રહ્યા. કળીયુગ.

પૃથ્વીમા પાખંડ પુજાશે, વિપ્ર કરે વહેપાર
સંન્યાસી ધન સંચવા લાગ્યા, પતિવ્રતા ન રહી નાર
સત્ય ના જડે શોધ્યુરે, અસત્યના ઓઘ થયા. કળીયુગ.

છત્રપતિ તો વાચા ન ચુકે, તે દુ:ખ કોને કહેવાય,
કથા તો કુપાત્રની સુણશે. પ્રશ્ન તો ગરૂડાને પુછાય
દાસ ધીરો કહેછેરે, અજ્ઞાની તે તો અંધ થયા. કળીયુગ.

## (૨૩) કળીનો જમાનો

જોયો જમાનો આ કળીનો, પાપનો વિસ્તાર છે,
જ્યાં ત્યા અરે નીચ કર્મનો, જામી રહ્યો અધિકાર છે.

સારા બિચારા ખાય ખત્તા, પાપીઓ પુજાય છે,
મરવા પછી સદ્દગુણ ગણે, દુનિયા અજબ નાદાર છે.

સતયુગ જતાં ધર્મો ગયા, દ્વાપર જતા યજ્ઞો ગયા,
ત્રેતા જતાં તીર્થો ગયાં, કળીમા કપટભંડાર છે.

સ્ત્રીઓ વિષયના પ્યારથી, સદ્ પુરૂષને ન્હાનાર છે,
કાળાં કરાવે કૃત્ય પાપી, કળીયુગને ધિઃકાર છે.

"વીર કુણાલ"

## (૨૪) સમયની બલીહારી

સમય જો હોય સારો તો, સકલ સંસાર સારો છે,
સમય સારો સિધાવ્યો ત્યા, નહિં સંસાર તારો છે.

ચઢે બાદલ ચઢે ભરતી, ચઢે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતા, સમયનો રંગ ન્યારો છે.

સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભગવાં,
સમય પર ખાય તે ધક્કા, સમયનો રંગ ન્યારો છે.

સમય સારૂં ન સારૂં જે, કરે સૌ તે ગમારો છે,
સમય પર ખાય તે ખત્તા, વિધિનો ખેલ ન્યારો છે.

"વીર કુણાલ"

## (૨૫) કર્મની ગતિ

કર્મનકી ગતિ ન્યારી વિધાતા, કળી ન શકે મતિ મારી અરે રે (૨)
ધરી મૃગ છાલા દંડ કમંડળ, અંગ વિભુત લગાવી ફરેરે. કર્મનકી.
એક દિન રાજા એક દીન જોગી, એક દિન હાલ ભિખારી ફરેરે. ક.
રાજ નિવાસી જંગલ વાસી, તુહીં નિરંજન નાથ સ્મરેરે. કર્મનકી.

"દ્રૌપદી"

## (૨૬)

હું કર્યું આ મેં કર્યું એ, માનવી મિથ્યા બકે.
ઇશની આજ્ઞા વિના નહીં, પાન પણ હાલી શકે.
ચંદ્ર તારા સૂર્યને ગ્રહની ગતિ આધીન છે,
કિરતારની ન્યારી કળા જ્યા સર્વ પ્રાણી દીન છે.
કલ્યાણ દાતા છો વિધાતા સંતના ભગવંતરે,
તે નિરંજન નાથને નમીએ સદા અનંતરે.

"દ્રૌપદી"

## (૨૭) ભજન

રાગ. આશાગોડી.

અમૃત ફળ દેવ ચખાડો ભવસાગર પાર ઉતારો .. અમૃત
નડે કલહ સંસાર તણા આ માયા મોહ વિદારો
કલ્પદ્રુમ ફૂલડાંની સુરભિ હૃદયામા પધરાવો ... ... અમૃત
વિષપૂર્ણ સંબંધ જણાતો સમુદ્ર જલ સમ ખારો
વાવો જ્ઞાનામૃતનો કયારો નહિંતર ના આવે આરો....અમૃત
તિમિર તાપમા બહુ ભટકયો હું જ્યોત દીપ પ્રગટાવો
સંત સેવના પાન કરાવો નહિ હવે હરિ તલસાવો. ...અમૃત
ભક્તિ સુધાનું ભાન કરાવો પર સેવામૃત પાઓ
જાપ આપના પૂર્ણ પ્રેમથી અંતર માહી જપાવો ... અમૃત

" સત્યદર્શી "

## (૨૮) ભૈરવી

### અભિમાન ન ધરવા વિષે

અભિમાન ધરે શા માટે આવ્યા સહુ એકજ વાટે રે અભિ.

ખર ખોટી મોટાઇ કરેને થાપ કરે છે તારે
ખોટો ખેલ ખેલ મેલી દે આખર એમ ન ખાટે ... રે અભિ.

આડ પડે ધાયો શું અંધા ધન યૌવનને કાટે
અંતે સૌની એક દશા છે દાહ કરે કે દાટે ... રે અભિ.

સુત – દારા ખારામા ખૂતો ગોથા ખાય ગપાટે
ધામ ધરાદિક વૈભવમાથી ઝડપે કાલ ઝપાટે ... રે અભિ.

નીતિ ન્યાય પુણ્યમાં પ્રીતિ શમ – દમ કર શિર સાટે
ધર અંતરમાં કેશવ હરિને જન્મ – મરણ ખત ફાટે રે અભિ.

## (૨૯) વનમાળીને ન વિસરવા વિષે

ભૈરવી.

મન વીસરમા વનમાળી રે, મન વીસર મા વનમાળી.
નટવર નાથ વગરની વાતો, કર મા કુટિલ નકામી. રે મન.

જેની સત્તા વગર જગતમાં, કોઇ ન વસ્તુ વ્હાલી,
ક્ષણ પણ જેના વગર લગારે, કોઇ ખૂણો નહિ ખાલી. રે મન.

ધામ ધરા જન ધનને મેલી, ચતુર જવું છે ચાલી,
સ્વાર્થ તણો સંબંધ બધાનો, તે આખર છે ખાલી. રે મન.

વિષય ભોગ સભોગ વિષમ છે, તજ તે સાથે તાલી,
'કેશવ' હરિ ભજવાનું ભૂલી, શીદ ગુંચવણી ઘાલી. રે મન.

## (૩૦) કાફી

કઠોડે કેમ ચડો છો, અંધ થઇને આમ!
ભુંડે હાલે ભૂપર પડશો, અંતે એ પરિણામ. ટેક.

મોંઘા માનવ તનને માન્યું, ઠગબાજીનું ઠામ
મારા તારામા મરડાયા, વિષયોમાં વિશ્રામ. કઠોડે.

વર્ણ અને આશ્રમની રીતે, કોઇ કર્યું નહિં કામ
અંતે ધૂળ વળે છે ધંધો, સુત દારા ધન ધામ. કઠોડે.

રાગ રંગ ભોગને ભાવે, દોઢા ખરચ્યા દામ
અણપણે આડા અથડાઓ, એમ ન રીઝે રામ. કઠોડે.

આજ કઠણ લાગે છે લેવું, '**કેશવ**' હરિનું નામ
પાછળથી પસ્તાશો પૂરા, કર્મે કાળો ડામ. કઠોડે.

## (૩૧) ભૈરવી

નહિ છોડે કાળ કસાઇ ક્યાં જાશે તુ સંતાઇ? રે નહિ

રાજા રંક દેવ દાનવને, ખુબ ગયો છે ખાઇ
એ નિર્દયની આગળ અંતે, ચાલે શું ચતુરાઇ. રે નહિ.

ધન યૌવનના માઠા મદમાં, કેમ રહ્યો મરડાઇ
કોઇ સહાય કામ નહિ આવે, જુઠી સર્વ સગાઇ. રે નહિ.

ઉંધુ જોઇ રહ્યો શું અંધા, ઘરમા મૂઢ ઘલાઇ
મેં મેં કરતા માનવ મેંઢા, પિંડ જશે પકડાઇ. રે નહિ.

બચવું હોય હવે જો ભોળા, ભારે રાખ ભલાઇ
**કેશવ**' હરિનું શરણુ કરી લે, એ નિર્ભયપદ ભાઇ. રે નહિ.

## (૩૨) ખરો પરવાનો

રે મનમા આવે તો માનો
પ્રભુ નામ ખરો પરવાનો...રે મનમાં.

શ્રી હરિવરની છાપ પડે તો, અંતે ઉદય થવાનો
ભવસાગર ભારે ઉતરતાં, ન નડે તર તોફાનો ... રે મનમાં
હરિવરનું વ્હાલું છે તેને, કાલ નથી નડવાનો
**કેશવ** કલ્પદ્રુમ સાચુ, સંશય રહે છે શાનો ?...રે મનમાં

## (૩૩) મગરૂરી મેલો

મન મેલ હવે મગરૂરી,
રહિ જાશે વાત અધૂરી......રે મન

રખડાવી મારે છે મૃગને, જેમ કુટીલ કસ્તુરી,
તેજ દશા તારી થવાની, સમજી રાખ સબુરી......રે મન.
સારૂ નરતું કેમ ન દેખે, ટેવ પડી એ બુરી,
'**કેશવ**' અંતે એ પંથેથી, પડશે પીડા પુરી ......રે મન.

## (૩૪) ગુમાનીને

ગુમાનીના ઘેલારે, આવરદા વહી ગઇરે,
હજી મનવા ચેતી શકે તો ચેત;
પરથમ પાપીરે પ્રભુને જાણ્યા નહિરે,
હવે કયાંથી આવે હરિશું હેત. ગુમાની.

વિષયમાં વીટાણુંરે વિક્રમ તેંતો બહુ કર્યારે,
તે માટે તેં કુડા કુડા કીધારે કામ
વચને વીધાણુંરે વનિતાના તણેરે
અરધી ઘડી ભજીઆ નહિરે ભગવાન. ગુમાની

સગાને કુટુંબીરે વાલા તેં તો બહુ કર્યારે
ફોગટીઆ તું રહ્યો છે ફુલમ ફુલ
આજ કાલ કરતારે કાલ આવ્યો ઢુંકડોરે
પછે તારા મોઢા માહી પરસેરે ધુલ. ગુમાની.

ચરણુ ન ચાલેરે દેહ તારી ધ્રુજતીરે
અંગની અશક્તિએ ખોયો તારો ખેલ
નેણે નહિ સુજેરે શ્રવણુ ન સાભળેરે
તોયે તારા મનનો મેલ ન જાય. ગુમાની.

ભણ્યા ઘણા ભુલ્યારે સમજ્યા કોઇ સાનમા
સમજ્યા સમજ્યા કોઇ વિરલા સુજાણુ
ચિંતામણી કહીરે સહી કરી માનજોરે
એમ કરી બોલીઆ દાસ કલ્યાણુ. ગુમાની.

## (૩૫) ધોળ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.
પરથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શિશ સમરપે, તે પામે રસ પીવા જોને.
સિંધુ મધ્યે મોતી લેવા, માહી પડયા મરજીવા જોને.
મરણુ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને.
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નહિ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને.
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોઘી વસ્તુ, સાપડવી નહિં સ્હેલ જોને.
મહા પદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમા રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને.
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને.

## (૩૬) હરિ મહિમા

ધોળ.

હરિ મહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને.
અજ તનયઃ ઉમયા પતિ વંદે, કરે કમળા પદ સેવ જોને.
વેદ વિરંચી વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને.
નાથ વિના બીજો નહિ બળીઓ, જોયું ચિત્તમા ચેતી જોને.
માટે મારૂં મનડું મોહ્યું, રસિક વરને રંગે જોને.
સદા સર્વદા સુખમા ઝીલું, સુંદર વરને સંગે જોને.
અમૃતકેરા સાગર માહિ, મગન થયુ મન મીન જોને.
એક નિમિષ ન્યારૂં નવ થાયે, રહ્યું તે રસમાં લીન જોને.
અગર ચંદનના વનમા જઇને, ભોગી ભમરો બેઠો જોને.
ઉડીને અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને.
કમળ નેનની સુંદર શોભા, નિરખું નિત્યે નિત્ય જોને.
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રિત જોને

## (૩૭)

રા. ઉઠ પ્રભાત સમરલે.

દીનકો દયાળ છાડી, કોન શરણ જાઉં.
એક રામ નિરાકાર, સોઇ ધામ પાઉં. દીનકો.
એક બચન એકબાણ, એક પત્ની શૈયા,
ઐસે પ્રભુ છાડી હમ, કોન ભજેં ભૈયા. દીનકો.
જિન ઘટમેં રામનામ, સોઇ ઘટ સચ્ચા,
રામકો સ્વરૂપ જાને, સો ગુરૂકા બચ્ચા. દીનકો
ભક્તનકે કાજ મહારાજ, સગુણ ધારી,
સબનકો કરી ઉદ્ધાર, પિંગલા ઉદ્ધારી. દીનકો.
પ્રભુ ગરીબનકે નિવાજ મેં ગરીબ તેરા.
એક બેર કહો દયાળ, તુલસીદાસ મેરા. દીનકો.

## (૩૮) "હરિ સ્મરણ" (પદ)

કર હરિ સ્મરણ સાચું રે, કાચું તન તારૂં;
મનથી મુકી દેજે રે, માયાનું લારૂ. ૧
માયા છે મહા ઠગણી રે, ઠગ વિદ્યા કરશે;
જ્ઞાન ધ્યાન ધન ધીરજ રે, હેલામા હરશે. ૨
માયા બંધન બહુ છે રે, તેને તું તજને,
મોહ ઉપજાવે સૌને રે, સુરનર મુનિ અજને. ૩
અપાર બળ માયા રે, ડાહ્યા જન જાણે;
જેણે ગોવિંદ ગુણ ગાયા રે, તે ભય નવ આણે. ૪
ભજન પ્રતાપે ભવ જળ રે, ગૌપદની પેરે;
અખંડ અભયપદ માણે રે, આનંદની લહેરે. ૫
સદા સરવદા સુખમા રે, દુઃખમા નવ દેખે;
પ્રીતમ સરવે પ્રભુનું રે, પરમારથ લેખે. ૬

## (૩૯) "સદ્ગુરૂનું સ્મરણ" (પદ)

જા સદ્‌ગુરૂને શરણે રે, સૌ સંશય હરશે.
જીવ દશાને ટાળીરે, હરિ સરખો કરશે.
ઉગ્ર દશા અનુભવીરે, છે સમજણ મોટી.
મન કંચનને કસવારે, ગુરૂ જ્ઞાન કસોટી.
હોય હેમ લોહ કેરૂંરે, જેને પારસસ્પરશે.
થાય મહા મુકતાફળરે, જળ સ્વાતિ વરશે.
છીપ રહે સાગરમારે, માય મોતી નિપજે.
જ્ઞાન મીનકા પરસેરે, તેને ઋતુ ઉપજે.
સતસંગે નર સમજેરે, સો દુગ્ધા વામે.
પ્રીતમ તે પ્રાણીનુંરે, સૌ કારજ થાશે.

## (૪૦) "સંત સમાગમ વિષે" (રા. એજ)

સંત સમાગમ જે નર કરશે, તેને પ્રકટે પ્રેમ જોને.
જે ધાતુને પારસ સ્પરશે, તે તો હોયે હેમ જોને.
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસ્શે જોને.
શૂન્ય છીપ તે ઉપર નાવે, સોમણ સ્વાતિ વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને.
જેના અવળા અંતઃકરણો, તેને સમજણ નાવે જોને.
કુબુદ્ધિ કાળાપ જેને હૃદયે, તેને ન લાગે રંગ જોને.
અડદ ઉજળા ક્યમે ન થાયે, જઇ ઝબોળે ગંગ જોને.
કુશકા કુટેથી શું થાયે, કણ ન જડે તેમાથી જોને.
મંદ અભાગી મૂરખ નરને, સમજણ આવે ક્યાથી જોને.
પાપીને પરબોધ ન કરિયે, મૌન ગ્રહીને રહીએ જોને.
કહે પ્રીતમ તુલસી દલ તોડી, પ્રેત ન પુજવા જઇએ જોને.

## (૪૧) "પરમારથ" (પદ)

જે પરમારથ પ્રીછે રે, તેને પાપ ન સ્પર્શે;
રૂપ અનુપમ હરિનું રે, સચરાચર દર્શે. ૧
સૌ સામગ્રી હરિની રે, હરિનો થઇ રહેજે,
હરિને અર્પણ કરીનેરે, ઉગરે તે લેજે. ૨
સાચે રાચે રસીઓ રે, પરપંચ પરહરજે;
હેતારથ હરિજનશું રે, દુરજનથી ડરજે. ૩
હુ, મારૂ, હૃદયેથી, ટાળીને રમજે;
વિશ્વ આત્મા વિષ્ણું રે, નિરખીને નમજે. ૪
અસત્ય આલાપ ન કીજેરે, સત્ય વચન ઉચરજે;
પ્રીતમ પ્રેમ નિરંતર રે, પ્રભુજી શું કરજે. ૫

## (૪૨) પ્રભાતે કિં ભવિષ્યતિ" (ગઝલ)

થવાનું ના થવાનું કહે નજુમી કોણ એવો છે?
ન જાણ્યું જાનકીનાથે સ્હવારે શું થવાનું છે?
હતી શલ્યા રૂપે અહલ્યા જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે સ્હવારે શું થવાનું છે?
હતા કૌરવ અને પાંડવ જગતમાં મહા બળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ સ્હવારે શું થવાનું છે?
રમ્યા જુગટું સર્વ સાથે વિભુતિ સા ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ સ્હવારે શું થવાનું છે?

## (૪૩) "ત્યાં આવજો-આપણે મળીશું
## ગોપીની "ગોષ્ઠી" (માઢ)

આવજો આવજો યમુના ઘાટ,......વ્હાલા ત્યાં મળશું.
ત્યાં મળશું રે વ્હાલા, છાની વાતો કરીશું. આવજો.
એકલડા આવજો વ્હાલા, સાથે કોઇ નહી લાવશો.
વાતોમા પડશે ફાટા ફાટ, જમના ઘાટ વ્હાલા ત્યા મળશું.
સીતાજીના પંથે વ્હાલા, કદમ તળે બેસીશું
ત્યા છે પથરીઆ કેરી ફાટ, જમના ઘાટ વ્હાલા ત્યા મળશું.
બેડા ઉચકતા વ્હાલા, વાર લગાડીશું
સાસુજી પૂછે શાને માટ—ચઢીઓ કાટ
જમુના ઘાટ—વ્હાલા ત્યા મળશું.
મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ
ભૂખી રહી છું તારે માટ—જમુના ઘાટ વ્હાલાત્યાં મળશું.

## (૬૪) "મોરલીનું"

### ભજન

મીઠી ને મધુરી રે રૂડી ને રંગીલી રે
માવા તારી મોરલી રેજી

એ મોરલી મારે મંદિરીએ સંભળાય
મીઠી ને મધુરી રે —

હું રે સુતી'તી રે એની ભર નિંદમા રેજી
મોરલી વાગી, જાગી રે માઝમ રાત (૨) મીઠીને

સરખીને સાહેલી રે પાણી ભરવા નીસર્યાં રેજી
હિંચોળે વળગાડી આબલીઆની ડાળ (૨) મીઠાને

કાનુડો ને કાળો રે એની મારા હ્રદયે વસ્યો રેજી
મેલો મેલો કાનુડા મારા રે ચીર (૨) મીઠીને

ગુરૂને પ્રતાપે રે બાઇ મીરાં બોલીઆ રેજી
દેજો દેજો સંતોના ચરણોમા વાસ (૨) મીઠાને

## (૪૫) " મનને બોધ "

**આઢ**

હંસારે રાજા યે પિંજરા નહિ તેરા
તું તો સમજ સમજ મન મેરા રે— હંસા રાજા

ના ઘર તેરા ના ઘર મેરા રે
ચીડીયા રૈન બસેરારે-- હંસા રાજા

ચુન ચુન મીરીયાં મહેલ બનાયા
મૂરખ કહે ઘર મેરા રે— હંસા રાજા

જીસ દિન હંસા કોઈ નહિ તેરા રે
જંગલ હોયગા બસેરા રે-- હંસા રાજા

## (૪૬) " ધાર્યું ધણીનું જ થાય "

ભૂલે ભલ ભલા ભૂલેરે .....
ભાવીનો ભર્મ કોઇથી નવ ખુલે.
મુર્ખ મન ભલે ફૂલાવ્યું ફૂલે- ભુલે ભલ.

અતિ ઉમંગથી કાર્ય આદરે, ધરી મન મોટી આશ;
અધવચ વાડી લુંટાઇ જાયે- આખર થાય નિરાશ. ભુલે ભલ.

કાળ હિંચોળે અણું માત્રનુ, જીવન ઝોલા ખાય;
દુર રહે નિરધાર્યું ધાર્યું, ધરણી ધરતુ થાય. ભુલે ભલ.

"લોકીક."

## (૪૭) ભજન તોરલનું

**તોરલ**–પાપ તારું પ્રકાશ જાડેજા, પાપ તારું પ્રકાશરે,
તારી બેલડીને બુડવા નહી દઉં (૨) જાડેજારે...તોરલ **કહે છે.**

**જેસલ**-હરણુ હર્યાં લખ ચાર સતીનારી હરણુ હર્યાં લખ ચારરે,
કાઇક વનના મૃગલા માર્યા (૨) તોળાદે રે...જેસલ કહે છે.

**તોરલ**–ધર્મ તારો સંભાળ જાડેજા, ધર્મ તારો સંભાળ રે,
તારી હોડલીને ડુબવા નહીં દઉં (૨) જાડેજારે તોરલ કહે છે.

**જેસલ**–લૂંટી કુવારી જાન સતીનારી લૂંટી કુંવારી જાન રે,
બ્હેન ભાણેજને મેં દુભાવ્યાં (૨) તોળાદે રે જેસલ કહે છે.
તોડી સરોવર પાળ સતી મે, તોડી સરોવર પાળ રે,
સપ્ત વિસુ મોડબંધ માર્યા તોળાદે રે જેસલ કહે છે.

**તોરલ**–કાઇક પરમારથ કર જાડેજા, કઇક પરમારથ કર રે,
તારી બેડલીને ડુબવા નહીં દઉં (૨) જાડેજારે તોરલ કહે છે.

**જેસલ**—વિનવે જેસલ રાય સતીને, વિનવે જેસલ રાય રે,
તારી હોડલીને ભવપાર ઉતારજે તોળાદે રે જેસલ કહે છે.

## (૪૮) કાલીંગડો

કંઇ કંઇ કરતુક કીધા, મન તેં કંઇ કંઇ કરતુક કીધાં,
સંત સમાગમ તજી સુગંધિ, દુર્ગંધે પગ દીધા.
અમૃત પ્યાલા ઢોળી દીધા, પ્યાલા વિષના પીધા. મન તેં
પાપી ધુળ કર્યો જન્મારો, તેં કર કાળા કરી લીધા,
મુખ પણ મેસે કાળુ કીધુ, ધર્મ કર્મને વિંધ્યા. મન તેં

"પુંડલીક"

### (૪૯) શ્રી ગણેશ દેવ (રા. ભૈરવ--પ્રભાત)

ઉઠ પ્રભાત સમર લે તું શ્રી ગણેશ દેવા
માત જીનકી પાર્વતી પિતા શંકર દેવા. ઉઠ પ્રભાત
એક દંત દયાવત ચાર ભૂજા ધારી
મસ્તકે સિંદર સોહે મુષકની સ્વારી. ઉઠ પ્રભાત
ચડનેકે પાનફૂલ ખાનેકુ મેવા
સકલ સૃષ્ટિ તમકું રટત શંકર મહાદેવા. ઉઠ પ્રભાત
સંગ સિદ્ધ બુદ્ધિ નારી ચમર નિત્ય કરે
વાકો નામ નિત્ય લિજે સર્વ વિઘ્ન હરે. ઉઠ પ્રભાત
કનકથાલ મુક્તમાલ જાત સહુ વારી
તાનસેન ગજાનંદ ગાવત શુભકારી. ઉઠ પ્રભાત

### (૫૦) "મહાદેવ" (રા. ભૈરવ—ઉઠ પ્રભાત)

શંકર મહાદેવ દેવ સેવક સબ જાકે
સેવક સબ જાકે લાલ નોકર હમ વાકે. શંકર મહાદેવ
લપટ લપટ જાત બ્યાલ ઓઢત તન જરદ ખાલ
રૂંઢમાલ ચંદ્ર ભાલ દ્રગ બિશાલ જાકે. શંકર
ભસ્મી અંક શીશ ગંગ બાહન અતિ બલ પ્રચંડ
ગિરીજા અર્ધંગ સંગ રૂંઢ માલ જાકે. શંકર
ડમરૂ ઉપર ધ્યાન ધરત દાનત કુલ પ્રાન હરત
ઐસે પ્રભુ ભેખ ધરન નિલકંઠ જાકે. શંકર
પાવત નહિ પાર શેષ દયાવત સુર મુનિ હમેશ
નારદ મુનિ ધ્યાન ધરત બ્રહ્માદિક જાકે. શંકર
તાનસેન અતિ અનુપ નિરખત શંકરકો રૂપ
બારમેં કોટિક ભૂપ ચરનન પર જાકે. શંકર

## (૫૧) ધ્યાન

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બંધુ ચ સખા ત્વમેવ
ત્વમેવ વિદ્યા દ્રવિણું ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવ દેવ
ગોવિંદ ગોવિંદ હરે મોરારી
ગોવિંદ ગોવિંદ મુકુંદ કૃષ્ણ
ગોવિંદ ગોવિંદ રથાંગ પાણિ
ગોવિંદ ગોવિંદ નમો નમસ્તે.

## (૫૨) થાળ

ભોજન કીજે ભાવતા, પકવાન મિઠાઇ
પેંડા પતાસાં ને પૂરીઓ, સુખડી સુખદાઇ.

માલપુવા ગળી વેડમી, રૂચી આવે તો લેજો
શીતળ જળ જમુનાં તણા, પ્રભુ પ્રેમે પીજો.

બીડી બનાવું પાનની, લક્ષ્મીવર લેજો
લવેંગ સોપારી ને એલચી, પ્રેમે મુખવાસ લેજો.

સેજ બિછાવું રૂડાં પુષ્પની, પ્રભુ પોઢણુ કરજો
પ્રીતમના સ્વામી શામળા, નિત દર્શન દેજો

## (૫૩) થાળ

તમે જમો તો જમાડું રે જીવન મારા (૨)

વાલારે મારા, શેરીઓ સજ કરાવું
માહે ફૂલડીઓ પથરાવું રે—જીવન મારા.

વાલારે મારા, બરફી પુરીને કંસાર
કંઇ ઉપર ઘીની ધાર રે—જીવન મારા.

વાલારે મારા, ખાજાં જલેબીને લાડુ
માંહે ફેરવું ઘીની વાડું રે—જીવન મારા.

વાલારે મારા, વાડકામા ગાય દોવરાવું
મારા હાથેને પવડાવું રે—જીવન મારા.

વાલારે મારા, શીરો સેક્યો છાનો માનો
માહે ખીચડો કરમાનો રે—જીવન મારા.

વાલારે મારા, આરીઆં તુરીઆંને ટીંડોરા
માહે શવરી બાઇના બોરા રે—જીવન મારા.

વાલારે મારા, કાકડ કરમદા ને કેરી
માહે રાયતાની ચેરીરે—જીવન મારા.

વાલારે મારા, રસોઇ બનાવી બહુ તાજી
માહે વિદુરજીની ભાજી રે—જીવન મારા.

વાલારે મારા, ઝારી ભરેલી જમુનાની
બહુ બીડી કરી પાનોની રે—જીવન મારા.

વાલારે મારા, જે જોઇએ તે માગી લેજો
કાઇ ખારૂં મોળું કહેજો રે—જીવન મારા.

વાલારે મારા, નરસઇના સ્વામી સોહાગી
મને તારી નો લેહ લાગી રે—જીવન મારા.

## (૫૪) થાળ

રસીયો ભોગી છે ભાવનો
પ્રિય વિના પ્રપંચ ન ભાવે લાલ-રસીયો.
સાચો સ્નેહી શ્રુતિ દેવનો
પ્રભુ મારો વણ તેડયો ઘેર આવે લાલ-રસીયો.
સાધન કોટી કરે દિસે નહીં
મુનિવર ધ્યાન ધરે નહિ આવે લાલ-રસીયો.
કરમા શીવરીની શી સંપદા
પ્રભુ મારો પ્રેમે વનફળ પાવે લાલ રસીયો
મેવા લાવે વ્રિજ નારીઓ
માખણ માટે નાચ નચાવે લાલ-રસીયો.
સંગે સખા મંડળી આહેરની
જમુના તીરે ધેનુ ચરાવે લાલ રસીયો
સંગીત ગાન મોરલીમાં કરે
શરદ નિશાએ મોહ ઉપજાવે લાલ-રસીયો.
પ્રભુ પ્રાતમના પુરણ પ્રેમશું
વ્રજ વનિતાને લાડ લડાવે લાલ-રસીયો.

## (૫૫) ગુરૂ આરતી

(મહાત્માની જયંતી વેળા ગવાતી)

"જય ગુરૂ દેવ દયાનિધિ દીનન હિતકારી, ગુરૂ દીનન હિતકારી
જય જય મોહ વિનાશક (૨) ભવ બંધનહારી — જયદેવ ગુરૂદેવ

બ્રહ્મા વિષ્ણુ સદાશિવ ગુરૂ મૂરતી ધારી, પ્રભુ ગુરૂ મૂરતી ધારી
વેદ પુરાણુ બખાનત (૨) ગુરુ મહિમા ભારી જયદેવ ગુરૂદેવ

જપ તપ તીરથ સંયમ દાન વિવિધ દીને, હરી દાન વિવિધ દીને
ગુરૂ વિન જ્ઞાન ન હોવે (૨) કોટી જતન કીને. જયદેવ ગુરૂદેવ

માયા મોહ નદી જલ જીવ બહેં સારે, પ્રભુ જીવબહેં સારે
નામ જહાજ બિઠાકર (૨) ગુરૂ પલમેં તારે. જયદેવ ગુરૂદેવ

કામ ક્રોધ મદ મત્સર ચોર બડે ભારે, પ્રભુ ચોર બડે ભારે
જ્ઞાન ખડગ દે કરમેં (૨) ગુરૂ સબ સંહારે. જયદેવ ગુરૂદેવ

નાના પંથ જગતમેં નિજ નિજ ગુણ ગાવે, પ્રભુ નિજ નિજ ગુણ ગાવે
સબકા સાર બતાકર [૨] ગુરૂ મારગ લાવે. જયદેવ ગુરૂદેવ

ગુરૂ ચરણામૃત નિર્મલ સબ પાતક હારી, પ્રભુ સબ પાતક હારી
બચન સુનત તમ નાશે [૨] સબ સંશય ટાળી. જયદેવ ગુરૂદેવ

તન મન ધન સબ અર્પણ ગુરૂ ચરણુન કીજે, પ્રભુ ગુરૂ ચરણુન કીજે
બ્રહ્માનદ પરમ પદ (૨) મોક્ષ ગતિ લીજે. જયદેવ ગુરૂદેવ

## (૫૬) આરતી

જય જાદવરાયા પ્રભુ શ્રી માધવરાયા
આરતી કરીએ કરૂણાનંદન વ્યાપે નહિં માયા જય દેવ જય દેવ

પ્રથમ મચ્છ તણો અવતાર માર્યો શંખાસુર પાપી
ચતુરા નંદન દેવ વેદ વિપ્રોને આપી. ,, ,,

બીજે સુર ને અસુર સાગર મથવાને કાજે
વાંસા પર રાખ્યો વિંધાચળ કચ્છપ મહારાજે. જયદેવ જયદેવ

ત્રીજે હિરણ્યાક્ષ બળ ભૂપ દમતો પૃથ્વીને પાપી
દાઢ ગ્રહી લાવ્યા વરાહ સુર અવનિ સ્થિર સ્થાપી. ,, ,,

ચોથે નૃસિંહ રૂપ અવતાર ભકત પોતાનો જાણી
નખે કરી વધેર્યો નરહરી નરસૈંના સ્વામી. ,, ,,

પાચમે અતિ બળીઓ બળદેવ જેથી સુરપતિઓ કાપે
વામન રૂપ ધર્યું મહારાજે બળીને પાતાળે ચાપે. ,, ;;

છઠ્ઠે પરશુરામ અવતાર ફરસી હાથોમા ઝાલી
સહસ્ત્રાર્જુન મારી પૃથ્વી નક્ષત્રી કીધી. ,, ,,

સાતમે રઘુવંશી અવતાર આનંદ કૌશલ્યા પામી
પંચવટીમા વસીઆ રાઘવ સીતાના સ્વામી. ,, ,.

આઠમે કૃષ્ણ તણો અવતાર કૃષ્ણે ગોકુળ ગૌ ચારી
રાખ્યાં ગોપી ગોવાળ ગોવરધન ધારી. ,, ,,

નવમે બુદ્ધ તણો અવતાર ભાર પૃથ્વી પર વાધ્યો
ધ્યાન ધરી બેઠા ધરણીધર જોગ જુગતે સાધ્યો. ,, ,,

દશમે કલંકી અવતાર પૃથ્વી નકલંકી કરશો
મલેચ્છને મારી રાઘવજી સેવક દુઃખ હરશો. ,, ,,
અગીઆરમે મોહન ને મહાદેવ આરતી અંતરમાં ધરશો
ભાવ તરી ભુદરને ભજતા ભવસાગર તરશો. ,, ,,
એ આરતીનો મોટો મહીમા—સુર નર મુનિ ગાવે
ભણે શિવાનંદ સ્વામી તે નર વૈકુંઠે જાવે. જયદેવ જયદેવ



# ખંડ ૨ જો



## " સ્વદેશભક્તિનાં કાવ્યો "

### (૧) બારડોલી

(રા. જ્યારે પડે આફત શીરે)

યજ્ઞ ભૂમિ યાદ કર લે, કોલ[1] જગકું કયા દિયા.
શાંતિ પઢાનેકા બીડા તુજ, હાથસેં ઉઠા લીયા.
સારી જહાં અબ રાહ તેરી, દેખતી હરદમ ભલા
તેરા બતાદે આત્મબલકો, સમરપીત કર દે ગલા[2]
ચૈતન્ય તેરા ખલકમેં, હરદમ રહેગા યજ્ઞસે.
દેદાર જગકું દેખકે, શીર ધૂલી લેગે મઝસે.
અયે બારડોલી અબ ડોલતી, કયા બોલના તો સહેલ હે.
સમશેરકી ધારોપેં ચલના, યહ બડા મુશ્કેલ હે.
જીસના પ્રતાપસેં હી તેરા, નામ જગ મશહુર હે.
યહ સંતકો તુ ભૂલ ગયે, તેરે હૃદય નિષ્ઠુર હે.
દુર્લક્ષ્યકો સમ દષ્ટિસે, તેરે શરણમેં રાખ લે.
મંત્ર ગુરૂકો યાદ કર, ગોપાળ તેરા હક્ક હે.

---

(૧) કોલ – વચન (૨) ગલા ગળું,– ગરદન

## (૨) ગઝલ

"યતો ધર્મ સ્તતો જય"

ખરા જે હિંદના સંતાન, લડે જે હિંદને કાજે
લડે જે દેશને માટે, મરે જે હિંદને માટે.

દુભાતો દેશને દેખી, ચઢે વ્હારે ઉમંગેથી
પ્રભુ કે પાદશાહેથી, ઝુરે જે દેશને માટે.

ન મોહે માયા મહોબ્બતમાં, ન મોહે માલ દોલતમા
જીવન જોરૂ પ્રાણ સહુ પલમા, તજે જે હિંદને માટે.

યતો ધર્મ સ્તતો જય છે, કરો યાહોમ ગો ભય છે
અમર તે થાય નિશ્ચય છે, મરે જે હિંદને માટે.

(વીર કેશરી)

## (3) દેશસેવાનાં ભજનો

દિવ્ય દેશ અમ ઉજવળ કરવા
ક્યારે ઉગશે દિવ્ય પ્રભાત–મધુરૂં પ્રભાત.
અંધકારના વાદળ ભેદી (૨)
રઘુકુળમણી દિન મણિના સુણશું ક્યારે નાદ–બંસીનાદ.
દેશ દેશની મધુરી મૈયા દિવ્ય હમારી ભારત ભૂમિ
સુરનાર મુની યુગ યુગ પોષાવા
જેના ચરણ સરોજ ચૂમી.
એવી અમ જનની જગવિખ્યાત–ભારત માત.

"શંઆંકલીક"

## (૪) મહાત્મા ગાંધીજીની જયંતિ વેળા ગવાતું ગીત

રાગ ઉપર પ્રમાણે

"દેશ હિંદને દેખી દુભાતો—**જ્હારે ચઢીઆ મોહનદાસ મોહનદાસ**"
કચ્છ પહેરીને દંડજ લીધો, ચક્ર રેંટીઓ લીધો સંગાથ મોહનદાસ.

દેશ દેશના પુજ્ય નેતાઓ, દિવ્ય હમારા ગાંધીજી
મંત્ર અહીંઆ જપતા જાપો, સાધી અચળ સમાધીજી
એવા મુનિવર છે જગ વિખ્યાત, મોહનદાસ.

દેશ દાસને પંડીતે પણ, પ્રેમે કફની ધારી
મૌલાનાએ મોહ કરીને, યાત્રા જેલ સ્વીકારી
કર્યાં માતના પુત્રો સાથ. મોહનદાસ.

માતા તારા પુત્રો હેતે ઝઝુમે છે દિનરાત
તોડી બેડી પરતંત્રતાની છોડાવશે ઓ ભારત માત
કરશે ઉદય તારો સાક્ષાત. મોહનદાસ

બે કર જોડી પ્રેમે પ્રભુજી, માગે હિંદીઓ શિર નામી
અરિદળ એનું વિભુ વિદારો, અરજી અમ અંતરયામી
કહે બટુક અમર કરનાથ. મોહનદાસ.

## (૫) વંદે માતરમ્

સુજલામ્ સુફલામ્ મલયજ શીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ
શુભ્ર જ્યોત્સના પુલકિત યામિનીમ્
ફૂલ્લ કુસુમિત – દ્રુમલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્
ત્રીશકોટી કંઠ કલકલ નિનાદ કરાલે
દ્વિત્રીશંકોટી ભુજૈર્ધૃત ખર કરવાલે, અબલા કેનમા એ તો બલે ?
બહુ બલ ધારિણીમ્ નમામિ તારિણીમ્, રિપુદલ વારિણીમ્ માતરમ્
તુમિ વિદ્યા તુમિ ધર્મ
તુમિ હૃદિ તુમિ મર્મ, ત્વં હિ પ્રાણાઃ શરીરે !
બાહુતે તુમિ મા શક્તિ
હૃદયે તુમિ મા ભક્તિ
તોમારઇ પ્રતિમા ઘડી, મન્દિરે મન્દિરે
ત્વં હિ દુર્ગા દશ પ્રહરણ ધારિણી
કમલા કમલ દલ વિહારિણી
વાણી વિદ્યાદાયિની નમામિ ત્વામ્
નમામિ કમલામ્ અમલામ્ અતુલામ્
સુજલામ્ સુફલામ્ માતરમ્ બન્દે માતરમ્
શ્યામલામ્ સરલામ્ સુસ્મીતા ભૂષિતામ્
ધરણિમ્ ભરણીમ્ માતરમ્ વન્દે માતરમ્

**બંકીમચન્દ્ર ચટ્ટોપાધ્યાય**

## (૬) કર્મ યુગ

આ ગયા હૈ કર્મ યુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશ પર અરૂ જાતિ પર હઁસ હઁસ કે મરના શીખ લો.
મારનેકા નામ મત લો પહેલે મરના શીખ લો,
મિસ્લે આયલેંન્ડ દબકર ફિર ઉભરના શીખ લો.
પાર યદિ હોના તુમ્હે પરતંત્રતા દુઃખ સિંધુસે,
તૈયાર કર તો રક્ત સાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા દોગો સકલ સંસારકો ક્ષણુ માત્રમે,
દેશ દુ.ખકી આગમેં પર પહેલે જલના શીખ લો.
જેલ યાત્રા કે લીએ દીન રાત ઉત્સાહિત રહો,
કૃષ્ણુ જન્મસ્થાનમાં નિર્ભય વિચરના શીખ લો.
દેખના હૈ દશ્ય ભારત વર્ષમે યદિ સ્વર્ગકા,
દેશકા તો પ્રાણુપનમેં દુઃખ હરના શીખ લો.

## (૭) અયે માતૃભૂમિ તેરે

અય માતૃભૂમિ તેરે, ચરણો મેં શિર નમાઉં
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણ મે લાઉં. અય.

માથે પે તુ હો ચદન, છાતી પે તું હો માલા
જીવ્હા પે ગીત તું હો, મેં તેરા નામ ગાઉં. અય.

જીસસે સપુત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જૈસે
ઉસ તેરી ધૂલીકો મેં, નીજ શિષ પે ચઢાઉં. અય.

માની સમૂદ્ર જીસકી, ધૂલીકા પાન કરકે
કરતા હે માન તેરે, ઉસ પૈરકો મનાઉં. અય.

વે દેશ માનવાલે, ચડ કર ઉતર ગયે સબ
ગોરે રહે ન કાલે, તુઝકો હી એક પાઉં. અય.

સેવામા તેરી ભેદોકો, ભુલ જાઉં
વહ પુણ્ય નામ તેરા, પ્રતિદિન સુનું સુનાઉં. અય.

તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં
મન ઔર દેહ તુઝ પર, બલિદાન મૈં ચઢાવું. અય.

## (૮) સરફરોશીકી તમન્ના

સરફરોશી કી તમન્ના અબ હમારે દિલમેં હય
દેખના હૈ જોર કીતના બાજુએ કાતિલમેં હય

રહરવે રાહે મહોબ્બત રહે ન જાના રાહમેં
લજ્જતે સેહરાન – વર્દા દુર યે મંઝીલમેં હય

આજ ફિર મકતલમેં કાતિલ કહ રહા હે બાર બાર
કયા તમન્નાએ શહાદત ભી કિસ્તકે દીલમેં હય

અય શહીદે મુલ્કે મિલ્લત મેં તેરે ઉપર નિસાર
અબ તેરી હિંમતકી ચર્ચા ગેર કી મહફિલમેં હય

વક્ત આંને દે બતા દેંગે તુઝે અય આસમા
હમ અભીસે કયા બતાયે કયા હમારે દીલમેં હય

અબ ન પહેલે વલવલે હૈં ઔર ન અરમાંનો કા ભીડ
સિર્ફ મીટ જાનેકી હસરત યક દીલે બિસ્મિલમેં હય

**બિસ્મિલ**

## (૯) રણનો મારગ

રણનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને
પરથમ પહેલું મસ્તક મૂકી, રાખે વીરનું નામ જોને.

સુત વિત દારા શિષ સમર્પે, તે અમૃતરસ પીતા જોને
જીવન ભોગ બળે જોદ્ધાઓ, જંગ પડીને જીત્યા જોને.

મરણ મોખરે થરથર કંપે, દિલની દુગ્ધા વામે જોને
તીરે ઉભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને

દેશ દાઝની જે ઉર જ્વાલા, તે ભડ કયાંથી ભાગે જોને
રણે ચડયા તે મૂક્તિ પામે, દેખનારા દાઝે જોને.

માથા સાટે મોઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.

રણ વાજા વાગેને સાચા, વીર પડે મયદાન જોને
ખડા મોરચે પડે ન પાછા, ચૂકે નહિ નિશાન જોને.

એવો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને
રણધીરનો એ ધર્મ પુરાણો, કાયર જીવ્યું હરામ જોને.

## (૧૦) મા ની ઝું

દુઃખિઆંનો વિસામો રે માડી તારી ઝુંપડી—
રણવગડાનો છાયો રે આધળીઆની લાકડી—

કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆ સતાય,
અમલ કમલ દલ પર પંખીડા, બ્રહ્મલીલાને ગાય;
રઢિઆળીએ વાડીરે સોહવતીજે ઝુંપડી
આજે ખાવા ધાતી રે, નિર્જન રણમા ઝુંપડી—દુઃખિ

ધર્મ કર્મ રસ કસ લુટાયા ઘર ઘરવખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું ખેંચાયા તુજ ચીર;
લુંટાતી ઓ માડીરે ખાલી તારી ઝુંપડી
ખાલી તોયે મ્હારીરે માડી તારી ઝુપડી— દુઃખિ

ધન સંચી ખેતર સૂકવીઆ, દવ પ્રેર્યો ચોપાસ,
રાતિ વિભુની આખડી દેખી, પંખીડા પામે ત્રાસ,
તેને સોડે સ્હાતીરે માડી તારી ઝુંપડી
પોપણીઆં શી પાતીરે આછી જાડી રાખડી— દુઃખિ.

વન વિંટયા સિંચણે સઘળા, અવશ પડયા તુજ બાળ,
ઠામ ઠર્યાને હડધુત કરીને, રણવગડે દે માર;
અકે લેવા ધાતી રે તેને માતા રાંકડી
શીળી છાયે છાતીરે માડી તારી ઝુંપડી— દુઃખિ.

કણકણ કાજે વનવન વિંજે, તુજ બાલુડા પાખ,
પણ સુખ દુઃખના લ્હાણા લેવા ઠરતી તુજપર આંખ;
અંતે તું સંઘરતી રે માતા મારી દુબળી
પ્રભુનો પથ દાખવતી રે માડી તારી ઝુંપડી— દુઃખિ

તુંજ જીવન અમ તુંજ સર્વસ્વ તુંજ સુધાનો સાર,
મુર્તિમતી વત્સલતા દેવી તુ સુર લોકનું દ્વાર;
નંદનવનશી વ્હાલીરે અમને તારી ઝુંપડી
જન્મ ભૂમિવત પાળીરે શણગારીશું ઝુંપડી— દુઃખિ.

**સ્વ. જીવાભાઇ પટેલ.**

## (૧૧) એ કોણ ?

એ કોણ છે જે જાગ્યો ?
જેણે સહુને જગાડયા ?
એ કોણ છે જે છૂટયો ?
જેણે સહુને છોડાવ્યા ?
જે તરી શકે તે તારે
જે જીવી શકે તે જીવાડે
એ કોણ છે જે એવો ?
જેણે સહુને જીવાડયા ?
જે હસી શકે તે હસાવે
જે નમી શકે તે નમાવે
એ કોણ છે જે એવો ?
જેણે સહુને નમાડયાં ?
જે સાધી શકે તે સધાવે
જે જીતી શકે તે જીતાડે
એ કોણ છે જે એવો ?
જ્હેણે સહુને જીતાડયા ?
એ કોણ છે જે જાગ્યો ?
જ્હેણે સહુને જગાડયાં ?

## (૧૨) મ્હારો રેંટીઓ

ધીરો ધીરો ચાલે રે
મીઠો મીઠો ગાજે રે
રૂડો મ્હારો રેંટીઓ હોજી.

એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર
ધીરો ધીરો ચાલે રે.

ત્રાક રૂડી પંખા રૂડા ઉજ્જવલ એનો નાદ
ઉજ્જવલ પુણી ઓપતી ઉજ્જવલ મારા હાથ
દેશે મ્હારા દેશને ઉજ્જવલ ઉજ્વલ સાથ

દુઃખો સહુ હરતો રે
નિર્ભયપણે ફરતો રે
રૂડો મ્હારો રેંટીઓ હોજી.

દયા ક્ષમા ને દીનતા ત્રણુનો કાંત્યો તાર
સુંદર રંગે શોભતો દે સુખ તેહ અપાર
મમ દુઃખીઆનો દિલાસો રે
વિપત્તિનો વિસામો રે
રૂડો મ્હારો રેંટીઓ હોજી.

આ રેંટીઆથી નિપજે સુંદર ખાદીરાજ
આ રાજે રાજે સ્વરાજ્ય આવે છે ખાસ
ધીરો ધીરો ચાલે રે મીઠો મીઠો ગાજે રે
રૂડો મ્હારો રેંટીએ હોજી

મનોહર

## (૧૩) ધન્ય ભુમિ

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્ય લેખ કાંઇ ભન્ય દીસે
સહુ સાધુનો સાચો સાધુ સાબરમતી જલ તીર વસે. ધન્ય

રસ કસ ત્હારો ફરી બતાવા દેવલોક અહી આવ્યો છે
ધર્મ કર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે. ધન્ય

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રગટાવે છે
પયગમ્બરીએ પ્રભા અનેરી દીલ દીલ જ્યોત જગાવે છે. ધન્ય

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ભાગ્ય એ નંદનવન
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યા પ્રગટે પ્રભુતાનાં જન. ધન્ય

મોહન તારૂં નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે
સેવાના હો સંત ગાંધીજી દર્શનથી મન ભાવે છે. ધન્ય

કાશી કે મથુરાથી આજે રાજનગર કંઈ ઔર દીસે
સાબરમતી જલ લોટી લોટી ગંગા જમુના આવી વસે. ધન્ય

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર
પ્રજા વર્ગને છે અભિનંદન જ્યા રમતા પયગમ્બર વીર. ધન્ય

**ગોકળદાસ રાયચુરા**

## (૧૪) ક્યારે

અમૂલા ધર્મ પૂર્વજના, ધરી દેખાડશો ક્યારે ?
પરાક્રમ વીર તનુજોના, કરી દેખાડશો ક્યારે ?
હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
પડ્યા જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ?
કહો છો વીર પુત્રો છો, કહો છો સૌ સુપુત્રો છો
બતાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?

વરીએ યજ્ઞવેદીમાં, ધુનીને ધગધગાવીને
જગત પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?

હતા દાનેશ્વરી પુરા, કરણને પાર્થ સમ શુરા
ચળકતા હિંદના હીરા, ફરી દેખાડશો ક્યારે ?

હમેશા દેશ હિત ચ્હાતા, હૃદયના નીરમાં ન્હાતા
મહા બળવાન ગુણજ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે ?

સમરમાં કીર્તિ વરનારા, અમર નિજ નામ કરનારા
અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે ?

ધીરજને ધામ ધરનારા, વિજયની માળ વરનારા
અરિનું હીર હરનારા, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી રામ રણ ધીરા, ભરત જેવા અચળ વીરા
ભકત હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી પાંડવો પ્રેમી, કુશળ શ્રી કૃષ્ણજી સ્વામી
વિદુર ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી પ્રાણ દેનારા, પ્રજાના કષ્ટ હરનારા
કસોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો ક્યારે ?

કર્યાં જે તેમણે કામો, ઉઘાડયા સ્વર્ગના ધામો
તમે પણ એ સમા નામો, ફરી દેખાડશો ક્યારે ?

સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઇ મોક્ષના મેવા
દિવસ અતિ ઉજળા એવા, હરિ દેખાડશો ક્યારે ?

**વસંત**

## (૧૫) આત્મશ્રદ્ધા

દિવાલો દુર્ગની ફાટે, તમારા કેદખાનાની.
તૂટે જંજીર લોખંડી, તમારી આત્મશ્રદ્ધા તો.

તમારા માર્ગમા ઉભા, પહાડો યે ખસી જાશે:
ખીયાલા માર્ગ દઇ દેશે, તમારી આત્મશ્રદ્ધા તો

ઉતરવા સાત સાગર જો, તમારા પથરો તરશે,
વિના નાકા સફર થાશે, તમારી આત્મશ્રદ્ધા તો

જવું આકાશમા ધારો, ન વાયુ-યાન પાસે હો;
વિના પાખે ઉડી જાશો, તમારી આત્મશ્રદ્ધા તો

થશે વિદ્યુત ને વાયુ, તમારા દાસ અગ્નિ એ.
વરસશે મેઘ માગ્યા જો, તમારી આત્મશ્રદ્ધા તો

હજારો રોગના જ્વાળા, દવાના બુંદના વિના,
બુઝાશે શાતિ સિંચાશે, તમારી આત્મશ્રદ્ધા તો

દિગંબર સાધુના ચરણે, સિકંદર શાહ નામે છે.
ગળે સૌ ગર્વ ભૂપતિના, તમારી આત્મશ્રદ્ધા તો

જીગરના બાળ હઠથી તો વિઠોબા દૂધ પીએ છે;
પ્રગટશે પથરે પ્રભુજી, તમારી આત્મશ્રદ્ધા તો

પ્રભુ પ્રહ્લાદને માટે, વસેલા લોહના થંભે;
સદા સાન્નિધ્યમા રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.

મહોન્મત્ત સિંહ ને વ્યાઘ્રો ઋષિના ચર્ણ ચાટે છે.
તજે હિંસારી હિંસાને, તમારી આત્મશ્રદ્ધા તો

ઝરંતા ઝેર ભુજંગો, ફણાને છત્ર શા ધરશે
તજી દે ઝેર કાતીલો, તમારી આત્મશ્રદ્ધા તો.

ઉભી રહી હાથ બે જોડી વિજય દેવી વરમાળ,
તમારે કંઠ આરોપે, તમારી આત્મશ્રદ્ધા તો.

કલ્યાણજી મહેતા

## (૧૬) મેરા વતન વોહી હય

વહતી જહાંપે ગંગા, યમુનાકી સ્વચ્છ ધારા.
ઋષિયો ને જીસકે તટ પર ઇશ્વર કા થા વિચારા.

પૈદા હુએ જહાં પર, શંકરસે બ્રહ્મચારી;
વિદ્યા કે બલ કે જીસકે, માને હૈ સૃષ્ટિ સારી;
મેરા વતન વો હી હય, મેરા વતન વો હી હય.
સિયારામકી હો ભક્તિ, તુલસી કા હો દૈવી ગાના;
હુએ સુર ભી યહીં પર, જીન કૃષ્ણ યશ બખાના,
ભારત કી ગોદ ખેલે, બડે શૂરવીર ભાઇ;
રણભૂમિ મેં જીન્હો થેં, થી વીરતા દિખાઇ;
મેરા વતન વો હી હય, મેરા વતન વો હી હય.
હૈ સત્ય યહ સંદેશા, કુછ દુઃખ નહિ રહેંગે;
સબ ભારતીય મિલ કર, પ્રસન્ન હો કહેંગે;
ભારત વતન હમારા, ભારત વતન હમારા;
મેરા વતન વોહી હય, મેરા વતન વો હી હય.

## (૧૭) આરતી

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ:
ગુણ તારા નિત્ય ગાઇ, નમીએ ચરણ ચૂમી. જય જય
તુજ કિરીત સ્વરૂપ, નંદન વન રાજે – મા નંદન૦
ભાલ પ્રદેશે ત્હારા, શિખ પ્રજા છાજે જય જય
ક્ષત્રીય વીરનો વાસ, ઉભરે કુરુ ક્ષેત્રે - મા ઉભરે૦
સદૈવ ત્હારે કાજે, પડતા રણક્ષેત્રે જય જય
તુજ કેશાવલિ રૂપ, હિમગીરિ શોભે – મા હિમ૦
વિશ્વે અતિ વખણાઇ, જગના મન લોભે. જય જય
બંગ અને ગુજરાત, એલડીબ તપતા – મા એલડીએ૦
સાહિત્યા વિજ્ઞાને, સહુ પહેલા ધપતા જય જય
સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, સત્વ રૂપ ત્હારા – મા સત્વ૦
ઉદ્યોગે, વ્યાપારે, સૌ દર્યો માગ જય જય
મહારાષ્ટ્ર, મદ્રાસ, દ્રઢ ઉદય ગામી – મા દ્રઢ૦
સબળ શ્રેષ્ટ બુદ્ધિ યુત, સ્થંભ જોડ જામી. જય જય
દૈવે હાર સ્વરૂપ, ગંગા ને યમુના – મા ગંગા૦
કટિ આભુષણ જેવા, આબુ વિંધ્ય ભલા. જય જય
અમાપ અર્ણવ નિર, તુજ ચરણો ધોતા – મા તુજ૦
શુભ શિર છત્ર સ્વરૂપે, ગિરિરાજો સ્હોતા. જય જય
સુજલા સુફલા માત, સુધર્મની ધાત્રી – મા સુધમ૦
હજીએ તું એની એ, છે જગને ખાત્રી જય જય
ગ્રહી પ્રતિજ્ઞા આજ, તુજ મુક્તિ માટે – મા તુજ૦
સ્વરાજ્યમંત્ર જપશું, સહુ શિરને સાટે જય જય

**સિતારામ શર્મા**

## (૨૮) હિંદનું ભવિષ્ય

માજી હવે ઉજળી થાશે ગત, અંધારી આથમી રે લોલ.
વ્હાણલા વાશે થાશે પ્રભાત, દુ:ખડા જાશે સમી રે લોલ.
માજી તારા ઘાયલ પુત સપુત. સુતેલા જાગશે રે લોલ.
માજી થશે ઝાઝો ઝંઝાપાત. જાત સુખ ત્યાગશે રે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર. વીર જાગશે રે લોલ.
જાગશે સાવજ ચિત્તા વાઘ. કેસરી ત્રાડશે રે લોલ
વરસશે સ્વાતિના વરસાદ, આકાશથી આવશે રે લોલ
માજી એ છીપે મોંઘે મૂલ. મોતીડા પાકશે રે લોલ.
જાગશે રામ વિનામા ગામ. ગર્વગંજન થશે રે લોલ.
જાગશે જાગશે જાદવચંદ્ર, અધમ ઓદ્ધારશે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઇ એક, ધનુર્વેદ ધારશે રે લોલ.
જાગશે ભીમ અને ભટ ભીષ્મ, લીધા પણ પાળશે રે લોલ.
જાગશે મેવાડી ભડવીર, પ્રતાપના પણ ઘણાં રે લોલ.
માજી એને યુગયુગના અપવાસ, કરશે પારણા રે લોલ.
જાગશે શિવાજીના સેન, ધરતી ધ્રુજાવશે રે લોલ.
જીતશે કૂડ કપટના ખેલ, કૂડ ત્યા ધૂળ થશે રે લોલ.
માજી તારી કુખના કીર્તિગાન, ગૌરવ ગાજશે રે લોલ.
માજી તારા દૂધમલ પીશે, દૂધ, દૂધ દીપાવશે રે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાય, ઉત્તરના વાયા જશે રે લોલ.
માજી જશે રોગ દોગ શોકના થોક, શીતળતા શાન્તિ થશે રે લોલ.
ઝરશે અમીઝરણા, વરસાદ, ભૂમિ ભિંજાવશે રે લોલ.
ક્યારડે કલ્પતરુનો પાક, કણના કળશી થશે રે લોલ.
માજી એવા મોં માગ્યા વરસાદ, કુંદનના વરસશે રે લોલ.

આવતી સાગરિયાની છોળ, રતન ચોક રેલી જશે રે લોલ.
માજી તારો ભાગ્ય-સવિતા ભર્ગ, સિચંનો ચડતો જશે રે લોલ.
પ્રભુના શરદ પુનમના ચંદ્ર સમો, મધ્ય સ્થંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ, નંદનવન ઝાંખા થશે રે લોલ.
માજી તારો જય જય જયકાર, જગત ત્રણ ગાજશે રે લોલ.

વિહારી

## (૧૯) એક દિન એવો આવશે

જ્યારે અમી ઝરણા ઝરતાં, પૃથ્વીને ય પલાળશે;
એક દિન એવો આવશે.
કળીકાળમાં પણ વીર એવા, આર્યભૂમિમાં પાકશે;
નિજ વીર્યથી ભૂમી ભક્તિથી, આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક
રામ અર્જુન ભીષ્મ જેવા, કર્ણ અંગ પ્રતાપને;
હમિરાજ ગોગીરાજ, ગુર્જરરાયનેય ભૂલાવશે. એક
શિબિરાજ ભગીરથરાજ સમ, પરમાર્થ જીવન ગાળશે;
મેવાડના ભડ ભિષ્મ ચંદારાજને, વિસરાવશે. એક
પર બ્રહ્મનિષ્ટ વસિષ્ટ વિશ્વામિત્ર, ઋષિના પાદને;
પ્રેમે નમી નિસ્વાર્થ નેતા, આર્ય દેશ ઉદ્ધારશે. એક
આત્મબળ પામી બધા આ પુત્ર ભારત વર્ષના;
નિર્ભય તણી મુર્તિ બની સૌ, સ્વાર્થને તુચ્છકારશે. એક
આ દેહ કાચો કુંભ આત્મા, નિત્ય દીવ્ય પ્રકાશશે;
દૃઢ સત્ય પર એ શત્રુના, સંગ્રામમાં સૌ ચાલશે. એક

આ દુઃખ ને ભુખના પડે, પોકાર ચારે દિશથી,
ત્યાંથી ય મંગળ ગીતના, મંદ મધુરા ચાલશે એક
મરૂ દેશના જેવી ઉજ્જડ ભૂમિ, સર્વ ભારત વર્ષની;
ફળફૂલથી લચી સુંદરી સમ, એકલી અહીં મ્હાલશે. એક
અહીંથી મહાવીર મહારથી, ટંકાર કરતા શસ્ત્રના;
પરદેશમાં જઇ રાજ્યના, શુદ્ધ ધર્મને શિખવાડશે. એક
પૂર્વે થયા ન્હોતા વળી, સ્વપ્ને ન તર્કયા વીર તે
આ પૃથ્વીને કરી સ્વર્ગ, સર્વે દેવને ય ઉતારશે;
એક દિન એવો આવશે

**મગનભાઇ પટેલ**

**(૨૦) કૃષ્ણ ગાંધી સંવાદ (રા. યમ-સાવિત્રી સંવાદનો)**

[ " દશ્ય "

મહાત્માજી નિશ્ચિંતપણે ઉભા છે. વિચારમાં નિમગ્ન છે. પોતાના કાર્યમાં આગળની માફક પાછળ પડવાની ફીકર થાય છે એટલામાં એકાએક સ્વસ્થ થઇ પ્રભુને કહે છે કેઃ ]

સાખી

જગમાં તુજ વહેવારીએ, નથી કર્યો લાચાર
ટાંણે થા તૈયાર વિઠ્ઠલા ! ટાંણે થા તયાર.

( નરસિંહ મહેતા )

રે ... ... શામળા, હું તો હાર્યો હામરે,
દિયો પ્રત્યુત્તર આ પ્રશ્નનો ......રે.........શામળા
એક મને આધાર આપનો (૨) તેનો કરોને વિચાર
મારૂં મનડું બહુ મુંઝાય રે......હો.........શામળા

સાખી

જવાબ દેતા જાદવા, કુંધી ગયો ક્યા આજ
ટેક મને એક તાહરો, આવી રાખો લાજ.
રે મારૂ મનડું બહુ મુઝાયરે.

( આકાશવાણી અને પ્રત્યક્ષ દર્શન )

ફિકર નહિ કર ગાંધી તું, ધર નિશ દિન મુજ ધ્યાન
આવી મળ્યો છુ હુ તુને, પોતે પુરુષ પુરાણ.

કૃષ્ણ:—

વૃથા શ્રમ શીદ કરે, ગાંધી તું દેશભક્ત સાચો (૨)
વૃથા સમજી તું વળ પાછો.

ગાંધી:— સાખી

ધૈર્યતાના ક્ષેત્રમા પ્રિતે કીધી પહેલ,
અહિંસાત્મક ધર્મને પાળો નાખું ટહેલ.
દુખે દાઝી પીડાતી દેવી — મુક્ત કરીશ હુ દુ:ખડા એવી
કૃપાનાથ મમ માતૃપ્રેમનો ટેક મને સાચો —
સત્ય સમજી હઠું ન પાછો.

કૃષ્ણ:—

માતૃભક્ત તુ પુત્ર જ ભારી, થયો પ્રસન્ન શીખ દઉં સારી
દેશ હિંદના હિત વિના કાઇ ઇચ્છિત વર યાચો (૨) વૃથા૦

ગાંધી:—

( વરદાન માગે છે )

મહારાજ ! મારા ધર્મમાંથી મારી બુદ્ધિ ચલિત ન થાય.

કૃષ્ણઃ તથાસ્તુ.

દેહ તણું પણ કાર્ય સુધાર્યું, ભેખ તણું પણ માન વધાર્યું
દેશ હિંદના હિત વિના કાંઇ ઇચ્છિત વર યાચ્યો (૨) વૃથા૦

ગાંધીઃ સાખી

દેશ મમ દિસતો, સદા ચીંથરે હાલ હવાલ;
ઔષધ આપો પ્રેમશુ, થાય દરિદ્રતા કાલ.
દુષ્ટ દારિદ્ર દિન દુભાવે, પારકી આશા સદા સોહાવે
કૃપાનાથ મમ માતૃપ્રેમનો ટેક મને સાચો (૨) સત્ય૦

( વરદાન )

મારા દેશમાથી દરિદ્રતાનો નાશ થાય.

કૃષ્ણઃ " તથાસ્તુ "

ગૌરવ દેશનું આજ વધાર્યું, દીન જનનુ દરિદ્ર વિદાર્યું
દેશ હિંદના હિત વિના કાંઇ ઇચ્છિત વર યાચ્યો (૨) વૃથા૦

ગાંધીઃ

નટવર નેહે નહિ સંતાપો, કંગાલ કાલના સાધન આપો
જપીશ તારા અજંપા જાપો, બોલ્યુ વેણ નહિ ઉથાપો;
કૃપાનાથ મમ માતૃપ્રેમનો ટેક મને સાચો (૨) સત્ય૦

કૃષ્ણઃ સાખી

દુશ્મન છો વરસાવતા, ખંજર તોપ ને બંબ;
ડરીશ નહિ એ શત્રુથી, આપું અવિચળ સ્તંભ.
ગીતા શસ્ત્ર છે જગમાં ન્યારૂં, રેંટિયો છે સુદર્શન મારૂં.
શસ્ત્ર સુદર્શન કરશે તારા અરિદળનો સંહાર (૨)
હે બેટા તુ થા તૈયાર.

" ભક્ત ! "

અભય દાન બે લીધાં ભાવે, હરિદર્શન કોઈ વિરલા પાત્ર
દાસ બટુક તો રચી પચી તારા ગુણ સદા ગાવે
ગાંધી તારા ગુણ સદા ગાવે
બોલો સહુ મહાત્માજી કી જય.
બોલો સહુ હિંદમયા કી જય.
બોલો સહુ કનૈયાલાલ કી જય.

( કૃષ્ણ )

## સમાપ્ત

